# પ્રકાશકીય

અધ્યાત્મ પ્રચલિત પરિચિત છતા અત્યત ગહન તેમ જ વ્યાપક શબ્દ છે એનો પાર પામવાના કોડ માનવજાત સદીઓથી સેવતી રહી છે એ અત્યત વ્યાપક વાતને વિનોબા સક્ષેપમા સમજાવે છે જેની દ્વારા પૂરુ બ્રહ્માડ આપણી જાતમા પહેચાની શકાય તે અધ્યાત્મ પણ એ આસાન કામ નથી કેમકે બ્રહ્માડનુ સ્વરૂપ અને એનો કર્તા અત્યત વ્યાપક ને સૂક્ષ્મ છે એટલે એનો કઈક સરળ રસ્તો બતાવતા સતો કહે છે એને પિડમા પહેચાનવાનો પ્રયાસ કરી જુઓ કમકે જે પિડમા છે તે બ્રહ્માડમા છે, જે કાઈ સૃષ્ટિમા છે તે પિડમા છે માટે જે ' સ્વ ને કાજે કરો વિચારો તે ' પર ને કાજે કરો વિચારો સ્વ પરનો ભેદ તજી જગત સાથે એક રૂપ થવાનો પ્રયાસ કરવો તે અધ્યાત્મ સાધના એમ કહી શકાય

આ સાધના આતર ને બાહ્ય બન્ને રીતે કરવી રહી બાહ્ય તેમ જ અતર્નિરીક્ષણ કરવુ રહ્યુ એ માટે જોઈશે સમ્યક્ અતર્દૃષ્ટિ ને વિવેકયુક્ત બાહ્યદૃષ્ટિ Physics (પદાર્થ વિજ્ઞાન) વિશ્વનુ બાહ્ય રૂપ સમજવામા આપણને મદદ કરે છે તો metaphysics (અધ્યાત્મવિદ્યા—અતીન્દ્રિયશાસ્ત્ર—જીવ, આત્મા, સત્ય, જ્ઞાન આદિનુ સ્વરૂપ, ઇત્યાદિની મીમાસા કરનારુ શાસ્ત્ર) વિશ્વનુ થોડુ-ઘણુ આતરિક સ્વરૂપ સમજાવે છે

બાહ્ય સૃષ્ટિમા જોવા માટે, સાભળવા માટે આખકાન ને બીજા વૈજ્ઞાનિક ઉપકરણો ઉપલબ્ધ છે પિડની અદર જોવા

એક્ષ રે જેવા થોડા સાધનો શોધાયા છે ખરા, પણ પિંડના પાયા સમ મન, બુદ્ધિ, આત્મા, ઇંદ્રિયો આદિની પૂરી જાણકારી વિજ્ઞાનની ઉચ્ચભૂઝાળ છતાય આજે માનવજાતના હાથમા પહોંચી નથી પિંડનો પાર પામી શકીએ તો ઘણીબધી જળોજથાઓનો ઉકેલ આવી શકે. માટે ' સ્વ 'ની પહેચાન એ આધ્યાત્મિક ઉન્નતિની સૌથી મોટી ચીજ છે ' સ્વ 'ને બરાબર પહેચાનવા વાસ્તે લાયક મન જોઈએ વિનોબાજી કહે છે એની સાધનાના ચાર મુખ્ય માર્ગ છે— જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ, મોક્ષમાર્ગ અને ભક્તિમાર્ગ અધ્યાત્મ પામવા એ ચારેય માર્ગે પ્રયાણ કરવુ જોઈશે

બીજી એક મહત્ત્વની વાત પણ ઘણીવાર વિનોબાજી કહેતા હોય છે દુનિયાના બધા ધર્મસંસ્થાપકો એશિયામા પાકયા એ કોઈ આકસ્મિક ઘટના નથી આ ધર્મપ્રવર્તકોના વિચારોથી પ્રાચીનકાળથી માનવસમૂહ સમૃદ્ધ થયો છે હવે યુરોપમા પશ્ચિમમા વિજ્ઞાનનો પ્રકાશ પ્રગટયો છે આ વિજ્ઞાન અને ધર્મવિચારનો સગમ માનવજાતને મદદગાર થવાનો છે કેમકે એ બન્ને એકમેકના વિરોધી નહી, પણ પૂરક છે પક્ષીની બે પાખ સમા છે એ બન્નેના સહકારથી માનવજીવન સમૃદ્ધ થશે વિજ્ઞાન અને અધ્યાત્મ મળીને જે બનશે તે પૂર્ણજીવન હશે એમ વિનોબા માને છે. એ બેના સમન્વયથી માનવનો સર્વોત્તમ વિકાસ થશે, આ વાત વિનોબાજીએ સૂત્ર રૂપે ગૂથી છે અધ્યાત્મ + વિજ્ઞાન = સર્વોદય કેમકે વિજ્ઞાન જીવનની ગતિ વધારશે, અધ્યાત્મ જીવનની દિશા સૂચવશે, હોકાયતનુ કામ કરશે, એથી સર્વોદય ( સહુનુ ભલુ ) થશે આજે વિજ્ઞાને માનવના હાથમા અગાધ શક્તિ મૂકી છે, ત્યારે ' પિંડે સો બ્રહ્માંડે 'ની વૃત્તિ ને દૃષ્ટિ નહી કેળવીએ, સકીર્ણ ભાવનાઓથી ઉપર ઊઠીને આત્મજ્ઞાન નહી કેળવીએ, તો વિજ્ઞાનની પ્રગતિ માનવજાત માટે ભસ્માસુર સરજી શકે તેમ છે

તેમ આત્મજ્ઞાનને પણ વૈજ્ઞાનિક દૃષ્ટિની જરૂર છે. વિજ્ઞાન બ્રહ્માંડની વિશાળતા, વ્યાપકતા, વિશેષતાનું ભાન કરાવી રહ્યું છે. માનવમન વ્યાપક બને તેમ જ અનેક પ્રકારની સંકુચિતતાઓ, સંકીર્ણતાઓથી ઉપર ઊઠે એ અધ્યાત્મ-જીવનની પાયાની જરૂરિયાત છે. વિજ્ઞાનયુગની પણ એ જ માંગ છે. માટે વિનોબા એ બન્નેનો સમન્વય કરવા ચાહે છે.

વિજ્ઞાન દુનિયાને નજીક લાવી રહ્યુ છે, બીજા ગ્રહો સાથે સંબંધ જોડી રહ્યુ છે. જાતજાતની ઉપાસનાઓ અને સંપ્રદાયો જરી-પુરાણા બની ગયા છે. અને માનવને એકમેકથી દૂર લઈ જાય છે. એવા બધા સંકીર્ણ સંપ્રદાયો તેમ જ પક્ષનિષ્ઠ, સત્તાનિષ્ઠ રાજનીતિના દિવસો હવે પૂરા ભરાઈ ગયા છે. ટકશે અધ્યાત્મ ને વિજ્ઞાન, જે મનુષ્યને જોડવાનું કામ કરશે એવી વિનોબાજીની શ્રદ્ધા છે. અધ્યાત્મ વિનોબાજીની મૂળભૂત શ્રદ્ધા છે, એના તે પાચ અંશ વર્ણવે છે: (૧) નિરપેક્ષ નૈતિક મૂલ્યોમા શ્રદ્ધા (૨) પ્રાણીમાત્રની એકતા અને પવિત્રતા (૩) જીવનની મરણોત્તર અખંડતા —મૃત્યુથી જીવન ખંડિત નથી થતુ. (૪) કર્મવિપાક યાને જેવું વાવીએ તેવું પામીએ, કરીએ તેવુ ભોગવીએ. (૫) There is an order in the universe— વિશ્વમા વ્યવસ્થા છે, અર્થાત્ વ્યવસ્થિત બુદ્ધિયુક્ત રચના છે.

આવી બધી જીવનની પાયા રૂપ વાતો આત્મનિષ્ઠ વિનોબાને મુખે ઘણીવાર મુખરિત થઈ છે. વિનોબાના અધ્યાત્મ-ચિંતનનું જેટલું આચમન લઈએ તેટલું નવનીત પામીએ છીએ ભૂદાનયાત્રા દરમિયાનનાં ચૌદેક હજાર પ્રવચનોમાં કેટકેટલું વિચારવલોણું વિનોબાએ કર્યું છે! એ બધા અધ્યાત્મ ચિંતનનો સમાવેશ તો એકાદ પુસ્તકમાં થઈ શકે તેમ નથી. એથી આ પુસ્તકમાં બે આશ્રમ-ઉપનિષદની ચર્ચાઓ સંગ્રહી છે.

વિનોબાજી સાથે સંકળાયેલા વિવિધ આશ્રમવાસીઓનું પહેલું સંમેલન ૨૮-૬-૬૨ થી ૪-૭-૬૨ સુધી કામરૂપ આશ્રમ (આસામ)માં યોજાયું હતું બીજે વર્ષે ૩-૫-૬૩ થી ૬-૫-૬૩ સુધી બંગાળની પદયાત્રા દરમિયાન ચન્દ્ર જગમપાડા અને રાજનગરહાટ ગામે યોજાયું હતું એ બન્ને સંમેલનના વિનોબાના પ્રવચનો અહીં ગ્રંથસ્થ કર્યા છે જે હિંદીમાં સર્વ સેવા સંઘ પ્રકાશને 'વિનોબા ચિંતન' ગ્રંથમાળામાં પ્રગટ કરેલા છે એ મૂળ હિંદી પરથી આ ગુજરાતી અનુવાદ ભગિનીદ્વય હરિશ્ચંદ્રે કર્યો છે પુસ્તકનું મુખપૃષ્ઠ ભાઈશ્રી વિનય ત્રિવેદીએ સજાવ્યું છે

આ અધ્યાત્મ ચિંતન મૂળતઃ તાત્ત્વિક અને વ્યાપક અનુભૂતિ ઓથી રસાયેલું છે એટલે જિજ્ઞાસુ વાચકોને એ વિશેષ ઉપયોગી થશે એવી આશા છે

## અનુક્રમ

અધ્યાત્મ વિચારનું મેં જેટલું અધ્યયન કર્યું છે, જેટલું ચિંતન કર્યું છે, તેનો સાર જો એક શબ્દમાં કહેવો હોય તો તે છે, ગુણગ્રહણ કોઈ માણસ એવો નથી જે સંપૂર્ણ ગુણહીન હોય, અને કોઈ માણસ એવો નથી જે સંપૂર્ણ દોષહીન હોય. તેથી સતત ગુણ ખેંચતા જવા, ગુણગ્રહણ કરવું, ગુણવર્ધન કરવું, ગુણસ્મરણ ગુણભાવન કરવું, એ મનુષ્યની ઉન્નતિ માટે સર્વોત્તમ ઉપાય છે. મેં આને જ ભક્તિ માની છે. ભક્તિ એટલે ભગવાનનું ગ્રહણ. ભગવાન આ દુનિયામાં પ્રગટ છે ગુણરૂપે. તેથી ગુણ-દર્શન થાય ત્યારે એના દર્શન થશે, એમ હું માનું છું.

પોરા (બિહાર), ૯-૧૨-૬૫ —વિનોબા

# ૧

## પાંચ આધ્યાત્મિક નિષ્ઠા

અધ્યાત્મ એ મૂળભૂત શ્રદ્ધાનો વિષય છે. એના જે કાંઈ અંશ ધ્યાનમાં આવે છે, એ તમારી સમક્ષ મૂકવાની કોશિશ કરી રહ્યો છું.

### ૧. નિરપેક્ષ નૈતિક મૂલ્યોમાં શ્રદ્ધા

એક શ્રદ્ધા તો એ છે કે સમગ્ર જીવનને માટે નિરપેક્ષ નૈતિક મૂલ્યો ( ફેઇથ ઇન ધ ઍબ્સોલ્યુટ મોરલ વૅલ્યૂઝ )ની જરૂરિયાત છે. આ પ્રકારના શાશ્વત નીતિ મૂલ્યોને માનવામાં બધી રીતે લાભ અને તોડવામાં બધી જ રીતે હાનિ છે. આને શ્રદ્ધા એટલા માટે કહેવી પડે છે કે આજના યુગમાં અને કોઈ પણ કાળે માનવ-મનને નિરપેક્ષ નીતિ ક્યારેય નથી ગળે ઊતરી. હિંસા કેટલીક જગ્યાએ અનિવાર્ય માનવામાં આવી, એ તો એક દાખલો છે. એવાં જ બીજાં નૈતિક મૂલ્યો શાશ્વત માનવામાં આવ્યાં, એમાં અપવાદ ઊભા કરવાની જરૂરિયાત માણસને જણાઈ. બુદ્ધિથી એ સિદ્ધ કરવું શક્ય ન રહ્યું કે તમે સત્યને વળગી રહો અને તમારું ગળું ઘોંટવામાં આવી રહ્યું હોય, તો પણ તમે જ વિજયી છો. તેથી જ આમાં શ્રદ્ધા રાખવાની વાત આવે છે.

૨. મૃત્યુ પછી જીવનની અખંડતા

અધ્યાત્મ-શ્રદ્ધાનો બીજો વિષય હશે, મૃત્યુ પછી પણ જીવન છે, મૃત્યુથી જીવન ખંડિત નથી થતું. એણે કયા રૂપમાં રહેવું એ વિગતનો વિષય છે, બુદ્ધિથી એનો નિર્ણય નથી થઈ શકતો. વિગતોની બાબતમાં વિચારભેદ હોઈ શકે છે. પરંતુ જીવન મૃત્યુ દ્વારા ખંડિત નથી થતું, તે એના પછી પણ કાયમ રહે છે—ચાહે સૂક્ષ્મ રૂપે રહે ચાહે સ્થૂળ રૂપે, નિરાકાર રૂપમાં રહે યા સાકાર રૂપમા, દેહધારી યા દેહવિહીન રૂપમા રહે. એના આ છ ભિન્ન ભિન્ન સ્વરૂપ હોઈ શકે છે. પરંતુ એટલું નક્કી કે જીવન અખંડ છે સ્પષ્ટ છે કે આ વિષય પણ શ્રદ્ધાનો છે બુદ્ધિ અમુક હદ સુધી તેમા કામ કરશે, પછી તેની મર્યાદા આવી જશે જ્યાં બુદ્ધિની મર્યાદા આવી જશે, ત્યા શ્રદ્ધા કામ કરશે મા રીતે જે માણસમાં શ્રદ્ધા નથી, એ આગળનું ગ્રહણ ાહીં કરી શકે. એ તો જ્યાં સુધી બુદ્ધિની પહોંચ હશે, યાં સુધી જ ગ્રહણ કરશે.

. પ્રાણીમાત્રની એકતા અને પવિત્રતા

ત્રીજી શ્રદ્ધા છે, પ્રાણીમાત્રની એકતા અને પવિત્રતા 'યુનિટી એન્ડ સેંક્ટિટી ઓફ લાઈફ') પ્રાણીમાત્રની કેતા અને પવિત્રતા જીવનમાં લાવવી અશકય છે. જીવન ાટે આપણે જંતુઓનો સંહાર કરીએ છીએ, અસંખ્ય ૂવ-જંતુઓનો આપણે હાથે નાશ થાય છે પ્રત્યક્ષ ાાચરણમાં ઊંચ-નીચના ભેદ માનવામાં આવે છે. આ બધું ાચુ છે, તેમ છતાં એવી શ્રદ્ધા હોવી જોઈએ કે પ્રાણીમાત્ર ાક અને પાવન છે.

૪. વિશ્વમાં વ્યવસ્થા-બુદ્ધિ

ચોથી શ્રદ્ધા એ છે કે વિશ્વમાં વ્યવસ્થા છે, અર્થાત્ રચના છે, બુદ્ધિ છે આટલું કહેવાથી ઈશ્વરની સિદ્ધિ થાય છે પણ એને 'ઈશ્વર' નામ આપવાનો આગ્રહ ઈશ્વરનો પોતાનો નથી તો મારો પણ નથી આનો જ અર્થ થાય છે, પરમેશ્વર પર શ્રદ્ધા પરંતુ એટલું માનવું પૂરતું થશે કે વિશ્વમાં એક રચના છે, વ્યવસ્થા અને બુદ્ધિ છે

૫. પૂર્ણતાનો અનુભવ સંભવ

પાંચમી શ્રદ્ધા એ છે કે માનવ જીવનમાં પૂર્ણતાનો અનુભવ શક્ય છે વ્યક્તિગત રીતે આપણે કેટલાય મહાપુરુષ જોયા છે સત્પુરુષોની સંગતિમા રહેવાનો અવસર આપણને મળ્યો છે પરંતુ પૂર્ણ માનવ એકેય નથી જોયો. અને તેમ છતાં જીવનમાં પૂર્ણતાનો અનુભવ થઈ શકે છે, એ એક શ્રદ્ધાનો વિષય છે

આ પાંચ શ્રદ્ધાઓ તમારી સામે રાખી દીધી એને વિષે આપણે વિચારવું જોઈએ શ્રદ્ધા પણ સમજી-સોચીને મૂકવામાં આવશે તેથી એક-મેકના વિચારો એક-બીજાને જણાવવા જોઈએ આ બધી પ્રક્રિયા અવશ્ય કરીએ. એને પોતાનામાં લાવવાનો પ્રયાસ કરીએ

## ૨

# પ્રાર્થના : સમગ્ર ચિંતન

**આ**જકાલ પ્રાર્થના વગેરે વિષે ઘણા પ્રશ્નો ઊભા થાય છે. હું ઝાઝી ચર્ચામાં નહીં ઊતરું કેમકે એ અનુભવનો વિષય છે, ચર્ચાનો નહીં. ભગવાનના નામ-સ્મરણથી વધારે ચઢિયાતી શક્તિ મેં બીજી કોઈ ચીજમાં અનુભવી જ નથી.

### ઈશ્વર, કાળ, સમાજ, વ્યક્તિ : પરસ્પર સાપેક્ષ

આજે કાળ-પ્રવાહ ઈશ્વરને અનુકૂળ છે. કયારેક કયારેક એ ઈશ્વરની વિરુદ્ધ જાય છે, તો કાળનું જ ખંડન થાય છે. ઈશ્વરનુ ખંડન કયારેય ન થઈ શકે પછી પ્રલય થઈ જાય છે. વિષ્ણુસહસ્રનામમાં એક શબ્દ આવ્યો છે : कालनेमिहा । જ્યાં કાળ ઇશ્વરની ઇચ્છા વિરુદ્ધ જાય છે, ત્યાં તે ખંડિત થાય છે, અને ઈશ્વર ટકે છે. જ્યાં સમાજ-પ્રવાહ કાળ-પ્રવાહની વિરુદ્ધ જાય છે, ત્યાં સમાજ ખંડિત થાય છે, અને કાળ ટકે છે. તથા જ્યાં વ્યક્તિ સમાજ-પ્રવાહની વિરુદ્ધ જાય છે ત્યાં વ્યક્તિ ખંડિત થાય છે અને સમાજ ટકે છે. અત્યારે કાળ અને ઈશ્વર બન્ને એક થઈને સમત્વની માંગ કરી રહ્યા છે તેથી આનાથી મોટી બીજી કોઈ માંગ ન હોઈ શકે

એક એક જમાનામાં એક એક ગુણનો મહિમા હોય છે. આમ તો એકેય ગુણ એકલો નહીં, પોતાના સમગ્ર પરિવારની સાથે આવે છે. તેમ છતાં કોઈ જમાનામાં કોઈ ગુણની વિશેષ પ્રેરણા હોય છે, અને તેનાથી આખો સમાજ પ્રભાવિત થઈ ઊઠે છે. નહીં તો ખંડિત થઈ જાય છે. પ્રહ્લાદે કહ્યું : समत्वमाराधनमच्युतस्य અર્થાત્ સમતા ભગવાન અચ્યુતની આરાધના છે ગીતા પણ એને મહત્ત્વ આપે છે. એને જ મધ્યવર્તી ગુણ માન્યો છે. આજે કાળ-પ્રવાહ સમતા ઝંખે છે. ઈશ્વર તો એ ઇચ્છે જ છે. એમાં વિલક્ષણ સમત્વ છે એવી સ્થિતિમાં આપણા બધા વિચારોનો આધાર સમત્વ ન રહ્યું, તો આપણે ખંડિત થઈ જઈશું આપણે જો કાળ-પ્રવાહ અને ઈશ્વર અંગે ન વિચારતા લોક-પ્રવાહનુ જ વિચારીશુ, તો લોક-પ્રવાહ નાશ પામશે, અને આપણે પણ નાશ પામીશું

આજે લોક-પ્રવાહ આપણે માટે અનુકૂળ નથી. પરંતુ પરમેશ્વર જો પ્રલય નહીં ઇચ્છતો હોય, તો લોક-પ્રવાહે અનુકૂળ થવાનુ જ છે એ પ્રલય નથી ઇચ્છતો, એમ કહી શકીએ છીએ કેમકે જો તે એમ ઇચ્છત, તો મારો પણ વિચાર પ્રલયને અનુકૂળ બની જતે. એ આખા સમાજને, બધા લોકોને પ્રલયની પ્રેરણા આપે, અને થોડા લોકોને એ પ્રેરણાથી બચાવે, તો પ્રલય કેવી રીતે થશે ? એ મને પ્રેરણા આપી રહ્યો છે વિષમતાનો વિરોધ કરવાની, સમતા લાવવાની. એટલે મને લાગે છે કે ઈશ્વર પ્રલય નથી ઇચ્છતો. આ મારો ગણિતવત્ તર્ક છે. જો તે પ્રલય નથી ઇચ્છતો, તો સમાજે કાળ-પ્રવાહ અને ઈશ્વરને અનુકૂળ થવું જ પડશે.

### વ્યાપક અનુભવથી ઈશ્વર-સંપર્ક

હિંદુસ્તાનના લોકો તો ભાવુક હોય જ છે, પણ તમે જુઓ કે દુનિયાભરમાં કયા ગ્રંથની વધારે નકલ ખપી છે? ટૉલ્સ્ટૉય, લેનિન વગેરેનું સાહિત્ય પણ ખપે છે, તેમ છતાં બાઈબલ સામે એનો કોઈ હિસાબ નથી એટલે કે યુરોપ અને અમેરિકામાં પણ અંતર-પ્રવાહ આધ્યાત્મિક વિચારનો જ છે. એ ન હોત તો આજે દુનિયામાં જે આ ભૂખ પેદા થઈ છે કે સમગ્ર દુનિયા એક થાય તે કદાપિ પેદા ન થાત તેથી આજે દુનિયા એ જ હાલતમાં છે, જેમાં આપણે છીએ ત્યારે આપણો એ તર્ક કરવો કે પ્રાર્થનામાં બેસવાથી મન અહીં-તહીં ભટકે છે, તો પ્રાર્થનામા બેસીએ જ શા માટે, બિલકુલ વાહિયાત છે મહાન પુરુષોનો અનુભવ પડયો છે, અને કાળ-પ્રવાહ અને ઈશ્વર-પ્રવાહ એક જ તરફ જઈ રહ્યો છે, ત્યારે તમારો એક નાનો-શો અનુભવ શા કામનો? એનુ શુ મહત્ત્વ છે? તેથી આપણે શ્રદ્ધા રાખીને સીધો ઈશ્વર સાથે જ સંપર્ક સાધવો જોઈએ

### પ્રાર્થનાની શક્તિ

આપણે એ સમજી લેવું પડશે કે પ્રાર્થનામા કેવી શક્તિ છે? અંગ્રેજોના ભારત આવ્યા બાદ એમની સાથે અને એમના ખ્રિસ્તી ધર્મ સાથે આપણો સપર્ક આવ્યો, અને લાગ્યું કે આપણે પણ સામૂહિક પ્રાર્થનાનો ઉપયોગ કરીએ 'નમાજ' જેવી સાપ્તાહિક પ્રાર્થનાની વાત આપણે માટે નવી નહોતી આપણા ધર્મમાં તો વંદના, સંધ્યા, દિવસમાં બે વાર થાય છે તેથી જ્યારે ખ્રિસ્તી ધર્મનું અનુકરણ ચાલ્યું, ત્યારે 'બ્રહ્મ-સમાજ' નીકળ્યો. બ્રાહ્મોએ સાપ્તાહિક પ્રાર્થના શરૂ કરી પણ જેમ આપણે રોજ

ખાવાનું ખાઈએ છીએ, સૂરજ રોજ ઊગે-આથમે છે, એવી જ રીતે જીવનમાં પણ દૈનિક નિયમિતતા હોવી જોઈએ.

પ્રાર્થનાને હું હમેશાં સ્નાન, ભોજન, નિદ્રા— એ ત્રણેય સાથે સરખાવું છું ત્રણેની જે ખૂબી છે એ પ્રાર્થનામા છે. નિદ્રાથી મનુષ્યને ઉત્સાહ અને આરામ મળે છે. એવી જ રીતે પ્રાર્થનાથી મનને આરામ અને આધ્યાત્મિક ઉત્સાહ મળે છે ભોજનથી શરીરનુ પોષણ થાય છે પ્રાર્થનાથી પણ મનનું પોષણ થાય છે સ્નાનથી શરીરની શુદ્ધિ થાય છે તો પ્રાર્થના પણ મનને શુદ્ધ કરે છે ત્રણેના એકત્ર થવાથી શરીરને માટે જે કામ સધાય છે, એ જ મનને માટે પ્રાર્થનાથી સધાય છે માનસિક પોષણ, વિશ્રામ, શાંતિ અને માનસિક નિર્મળતા આપણને અઠવાડિયે માત્ર એક વાર નહીં, બલ્કે રોજે રોજ જોઈએ જેવી રીતે શરીરનો ક્ષય થાય છે એવી જ રીતે મનનો પણ ક્ષય થાય છે શાંતિ, શુદ્ધિ, પુષ્ટિ આપણે ઇચ્છીએ છીએ, અને પ્રાર્થનાથી આ ત્રણેય મળે એવી અપેક્ષા રાખીએ છીએ

### પ્રાર્થના શા માટે?

પ્રાર્થના સામૂહિક પણ થાય છે અને વ્યક્તિગત પણ વ્યક્તિગત રીતે પ્રાર્થના કરવાથી માનવ શુદ્ધ સંકલ્પ કરે છે આત્મામા સંકલ્પશક્તિ પડી છે આત્માની વ્યાખ્યા છે, સંકલ્પનું અધિષ્ઠાન જેનાથી પ્રેરણા મળે, એ જ આત્મા છે આપણે અનેક કામો કરીએ છીએ પરિણામ એ આવે છે કે સંકલ્પને બદલે વિકલ્પ પણ થાય છે, શુભ સંકલ્પ થતો નથી તેથી આત્માની સંકલ્પશક્તિ પ્રગટ નથી થતી ક્યારેક ક્યારેક સંગતિ, ઘર યા સંસ્કારને લીધે આત્માની શુદ્ધ શક્તિ પ્રગટ નથી થતી એની શુદ્ધ શક્તિના

પ્રકાશન માટે આપણે ભેળા થઈએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ.

### પ્રાર્થના અને ઈશ્વરનો સંબંધ

કોઈ પૂછે કે ઈશ્વરનો પ્રાર્થના સાથે શો સંબંધ? પ્રાર્થનામાં આપણે ઈશ્વર પાસેથી જ આશીર્વાદ માગીએ છીએ. આપણે શરીરમાં છીએ. શરીરને ઓળખનારા, શરીર દ્વારા કામ લેનારા "આપણે" શરીરથી બીજા છીએ. શરીર કમજોર રહ્યું, તો પણ આપણે કમજોર નથી થતા, શરીરને લીધે આપણે બળવાન પણ નથી બની જતા. આ રીતે આપણે શરીરથી અળગા છીએ, એટલું સ્પષ્ટ છે આ રીતે જ આપણે મન-બુદ્ધિથી પણ ભિન્ન છીએ પિંડથી બ્રહ્મ અલગ છે. આ જ બ્રહ્મ અને પિંડને અલગ અલગ સંભાળનારી જે શક્તિ છે, એ જ ઈશ્વર છે શરીર પ્રતિબિંબ છે, તો બ્રહ્મ બિંબ અહીં આંખ છે, તો ત્યા સૂર્ય. અહીં લોહી છે, તો ત્યાં પાણી અહીં હાડકાં છે, તો ત્યાં લોઢું આ રીતે સૃષ્ટિમાં જે કાંઈ છે, તે ઈશ્વર છે.

ઈશ્વર સાથે શો સંબંધ? પ્રાણ-શક્તિને બહારની ખુલ્લી હવા મળે છે, તેથી પ્રાણશક્તિ મજબૂત થાય છે. ક્યારેક આંખ ખરાબ થઇ, તો સૂર્યનાં કિરણોની શક્તિ વડે આપણે એને મજબૂત કરીએ છીએ આ રીતે બ્રહ્માંડમાં જે શક્તિ પડી છે, એ લઈને આપણે પિંડની પૂર્તિ કરી લઈએ છીએ. જે રીતે આ ભૌતિક અનુભવ છે, એવી જ રીતે નૈતિક અનુભવ પણ આપણે આત્મશક્તિને બહારથી પરમાત્માની શક્તિ લઈને બળવાન બનાવીએ છીએ. પરમાત્માની મદદ લેવા પ્રાર્થના થાય છે. ત્યાં આપણે

આપણી તમામ કમજોરીઓને ખુલ્લી કરી દઈ બળ પામીએ છીએ. તે માટે જ પ્રાર્થના થાય છે.

### સંતોની વાણી

આ પ્રક્રિયામાં આપણે સંતોની વાણીનો શા માટે ઉપયોગ કરીએ છીએ? પોતાની ભાષામાં આપણે પોતાની ભાવના પ્રગટ કરી શકીએ છીએ પણ આપણી પાસે ભાષા નથી, તેથી સંતો પાસેથી આપણે વાણી લઈએ છીએ. સંતવાણીનો મતલબ એ જ છે કે આપણી વાણી દુર્બળ છે. તેથી જ આપણે એમની વાણીમાંથી શબ્દ વીણી લઈએ છીએ, આપણી વાણીમાંથી નહીં.

હિંદુસ્તાન ઘણો વ્યાપક દેશ છે વ્યાપક દેશમાં આપણે કામ કરવા ઇચ્છીએ છીએ, તો એ પણ વ્યાપક થવું જોઈએ. હિંદુસ્તાનમાં જેટલી વિવિધતા છે, એટલી દુનિયામાં પણ છે. પ્રાંત-ભેદ, ભાષા-ભેદ, ધર્મ-ભેદ, જાતિ-ભેદ, આ રીતની વિવિધતા ત્યાં પણ છે. તેથી આપણે હિંદુસ્તાનની સમસ્યા ઉકેલીએ, તો દુનિયાની સમસ્યા પણ ઉકેલી શકીએ છીએ. તેથી આપણી પ્રાર્થના પણ વ્યાપક થવી જોઈએ. પ્રાર્થનામાં આપણે એવા શબ્દો પસંદ કરીએ, જે બધાને અનુકૂળ હોય. આપણા મનમાં એ આગ્રહ ન રહે કે જે રીતે આપણે પ્રાર્થના કરીએ છીએ એ જ રીતે બધા કરે; કેમકે જે ભોજન આપણને સારું લાગે છે એ બીજાને સારું ન પણ લાગે. આ જ હાલ પ્રાર્થનાના પણ છે. તેથી આપણે આગ્રહ નથી કરતા.

### પ્રાર્થનામાં સંપૂર્ણ અનાગ્રહ

પ્રાર્થનાના આકાર, પ્રકાર વગેરે બાબત મારે કાંઈ જ નથી સૂચવવું. જે લોકોને જે શબ્દોનું આકર્ષણ હોય,

તે એ જ શબ્દો દ્વારા પ્રાર્થના કરે પ્રાર્થનામા એકરૂપતા હોય એ જરૂરી નથી પ્રાર્થના સહજ ભાવથી થાય અમે જે પ્રાર્થના ચલાવી છે, તેમા ઇશાવાસ્ય ઉપનિષદ સ્થિતપ્રજ્ઞના લક્ષણ અને નામમાળા છે નામ માળામા ભગવાનના બધા નામ આવી જાય છે, જે આખી દુનિયાના માનવ સમૂહમા ચાલે છે માત્ર ભારતના જ નહી સમગ્ર દુનિયાના નામોનો એમા સમાવેશ છે પછી વ્રત બોલવામા આવે છે એ પ્રાર્થનાનો અંશ નથી એનુ માત્ર સ્મરણ છે એને રોજ બોલવા જોઈએ, એવી વાત નથી બોલવાથી અસર કરશે, એવુ પણ નથી તે યાન્ત્રિક પણ હોઈ શકે છે પણ યાદ કરાવવા બોલીએ છીએ, તો તે સર્વથા વ્યર્થ કાર્ય નથી થતુ નામમાળાને માટે પણ મારો આગ્રહ નથી દુનિયામા અનેક નામો ચાલે છે લોકો વિષ્ણુ સહસ્રનામ લઈ શકે છે યા બીજા પણ ભગવાનના નામ લઈ શકે છે

### સ્થિતપ્રજ્ઞના લક્ષણ

સ્થિતપ્રજ્ઞ લક્ષણમા એક ખૂબી છે કે તે સાધકને માટે છે સ્થિતપ્રજ્ઞના પૂર્ણ લક્ષણ એમા આવે છે એને એ કેવી રીતે પ્રાપ્ત કરે, એની રીત સાધકની સામે રહેવી જોઈએ આ જ દૃષ્ટિ આ પ્રાર્થના પાછળ છે તે ઉપરાત આ વિજ્ઞાનનો જમાનો છે, તેથી બુદ્ધિની કસોટી પર જ બધો વિચાર આ જમાનામા ચાલે છે સ્થિતપ્રજ્ઞ સ્થિર બુદ્ધિ પર ઊભો છે એમાં મુખ્ય વર્ણન બુદ્ધિનુ જ છે સ્થિર બુદ્ધિ આ જમાનાની એક મોટી આવશ્યક્તા છે

બધી અવસ્થા સારી રાખવા માટે એક વસ્તુ આવશ્યક છે, અને એ છે નિર્ણય શક્તિ આપણે જલદી નિર્ણય નથી

કરી શકતા, તેને લીધે ક્યારેક ક્યારેક જીવન-નૌકા ખતરામાં પડી જાય છે. આજે દુનિયા સમક્ષ જે સામાજિક સમસ્યાઓ છે, એની સરખામણીમાં વ્યક્તિગત સમસ્યા ગૌણ છે. તેમ છતાં બન્નેમાં નિર્ણયશક્તિ આવશ્યક છે. સામૂહિક કામમાં નિર્ણય ભૂલભરેલા ન થવા જોઈએ. નેતૃત્વ કોઈ એવા માણસના હાથમાં રહે, જે સ્થિર બુદ્ધિવાળો હોય કેમકે નિર્ણય સમગ્ર સમાજ માટે કરવાનો છે વિજ્ઞાન યુગમાં સામૂહિક નિર્ણય જ મુખ્ય હોય છે વ્યક્તિના નિર્ણય તો ગૌણ હોય છે નિર્ણયશક્તિ વધવાથી જ દેશ આગળ જશે. તેથી આ જમાનામાં સ્થિત-પ્રજ્ઞ-દર્શન અનિવાર્ય છે. આમ તો એ બધા જમાના માટે ઉપયોગી છે જ જે મનુષ્ય ઇંદ્રિયોના કાબૂમાં છે, તે કોઈ નિર્ણય નથી લઈ શકતો. આ જ કારણસર સ્થિતપ્રજ્ઞ-લક્ષણમા દર્શાવવામાં આવ્યું છે કે ઇંદ્રિયો પર કેવી રીતે કાબૂ રાખીએ વૈજ્ઞાનિક યુગમાં મનની ભૂમિકાથી ઉપર ઊઠીને નિર્ણય કરવો આવશ્યક છે. તેથી જ પ્રાર્થનામાં સ્થિતપ્રજ્ઞ-લક્ષણ રાખવાની મારી સલાહ માત્ર છે, આગ્રહ નથી

### જીવન-નિષ્ઠા

ઈશાવાસ્ય ઉપનિષદની પ્રાર્થનામા જીવનની નિષ્ઠા છે. નિર્ણયની શક્તિ હાથમાં શી રીતે આવે, એ ચિત્ર તેમાં છે. જ્ઞાનનો મહિમા તો ઉપનિષદો ગાય છે, પણ આમાં અજ્ઞાનનો મહિમા પણ ગવાયો છે આત્મજ્ઞાનની જેટલી આવશ્યકતા છે, એટલી બીજી કોઈ ચીજની નથી. આ એક સમતા-દર્શક ચીજ છે. આટલા થોડામાં આવી પૂર્ણ ચીજ આપણને બીજે કશે નહીં મળે. તેથી જ ઈશાવાસ્યોપનિષદ માટે પણ મારું સૂચન છે.

આ ઈશાવાસ્ય અને સ્થિતપ્રજ્ઞ-લક્ષણ ભારતની સર્વશ્રેષ્ઠ વસ્તુ માની શકાય. મેં સમગ્ર ભારતમાં બધી જ ભાષાઓનું જે શ્રેષ્ઠ સાહિત્ય જોયું, સંસ્કૃતનુ પણ જોયું તે બધામાં આ બન્નેથી ચઢિયાતી કોઈ ચીજ ન મળી. એનો અર્થ એમ નહીં કે બધાએ આનો જ નિત્ય પાઠ કરવો જોઈએ સંતોની વાણી બોલીએ તોય પૂરું સમાધાન મળી શકે છે. તેમ છતાં એ બધાના મૂળમાં આ જ બે ચીજ છે મેં આ બધું એટલા માટે કહ્યું કે અમે આ બેને શા માટે પસંદગી આપી, તેનું કારણ તમે સમજી શકો

આજકાલ એવા અનેક પ્રશ્નો પૂછવામાં આવે છે કે 'પ્રાર્થનામાં રોજ એની એ જ ચીજ બોલીએ છીએ, એનાથી એક પ્રકારની યાંત્રિકતા આવે છે. તેથી એ સમયે અગર બીજું કાંઈક કામ કરીએ, તો શો વાંધો છે? કેટલીક જમાત તો પ્રાર્થનામાં પણ નથી આવતી. એમને એનું આકર્ષણ જ નથી થતું. પરંતુ જ્યારે હું મેવ લોકોની વચ્ચે કામ કરતો હતો, ત્યારે એમની સાથે નમાજમાં પણ ભાગ લેતો, કુરાન પણ વાંચતો, અને એનાથી મને પ્રેરણા પણ મળતી. એમની પ્રાર્થના ગાતાં મારી આંખો ભીની થઈ જતી પ્રાર્થનાને કોઈ સંપ્રદાયની ચીજ માની લેવાનો કોઈ ભાવ મારા મનમાં નથી આમ તો હુ મૌન પ્રાર્થનાને બહેતર માનું છું. પણ એમ નથી માનતો કે કોઈ જમાત આવે અને આકૃષ્ટ થાય તે ખાતર સ્થિતપ્રજ્ઞના શ્લોક છોડી દેવામાં આવે. પ્રાર્થનામાં લોકો શા માટે નથી આવતા, એનું કારણ શોધવું જોઈએ

કેટલાક લોકો એમ માને છે કે આપણે મૂળમાં હિંદુ છીએ. આપણા સાથી પણ માને છે. પરંતુ હું એમ કહું

છું કે 'આપણે ભારતીય છીએ!' આપણો આ જ દાવો છે. આપણે એ દાવાને છોડી શકતા નથી. ભારતીયના નાતે જ આપણે 'જય જગત્' નો ઘોષ કરી રહ્યા છીએ. આમ જોઈએ તો હિંદુ હોવામાં દોષ શું છે? ખરું કે મેં તો હિંદુ ધર્મ જ એવો જોયો, જે કોઈ ગ્રંથો કે કોઈ મહાપુરુષનો આધાર નથી માનતો, કોઈ પુરુષ-વિશેષને નથી માનતો. આ મેં જુદા જુદા ધર્મ-સંપ્રદાયોના લોકો સમક્ષ પણ કહ્યું છે. જે ઈશુને માધ્યમ નહીં માને, તે ખ્રિસ્તી નહીં હોય, એ સુનિશ્ચિત છે. જે બુદ્ધં શરણં ગચ્છામિ નહીં કહે એ બૌદ્ધ નહીં હોય, એ પાકી વાત છે ભગવાનને તો છોડી જ દીધો, બુદ્ધના શરણની વાત કહેવામાં આવી. પણ આ બધું હિંદુ ધર્મમાં નથી. એમાં તમે કૃષ્ણનુ નામ લો અથવા ન લો, પરવા નહીં. રામાયણ વાંચો કે ન વાંચો, વાંધો નહીં. અનેક ગ્રંથો છે. એને માનો યા ન માનો કોઈ વાત નહીં આખરે તો સંન્યાસ જ છે. હિંદુ-ધર્મ કહે છે: वेदानपि सन्यसेत्— વેદોનો પણ સંન્યાસ કરવો પડશે. વેદની પોથી પણ ગંગાજળમાં અર્પિત કરવી પડશે, યા કોઈ યોગ્ય માણસને સોંપી દેવી પડશે પોતાની પાસે રાખવાની, એનો બોજ ઉપાડવાની કોઈ જરૂર નથી. તોય હિંદુ ધર્મમાં જે તાંત્રિકતા છે એને આપણે છોડી દઈએ. એનાથી તો આપણને મુક્ત જ થવું છે. પરંતુ બધા ધર્મોમાં એક આધ્યાત્મિક અંશ છે. એમાં પણ હિંદુ-ધર્મ ખૂબ મજબૂત છે. એને છોડવાની જરૂરિયાત જ નથી. સ્થિતપ્રજ્ઞના શ્લોકમાં તો આદર્શ રજૂ કર્યો છે. ઇશાવાસ્યમાં પરમાત્માની ઉપાસનાનો વિચાર રાખવામાં આવ્યો છે. એમાં કોઈ પ્રકારની સંકુચિતતા નથી. તેમ છતાં ધારો કે

આપણે પેલેસ્ટાઈનમા જઈએ છીએ તો કાઈ જરૂરી નથી કે આ જ પ્રાર્થના ચાલે

પરંતુ આજે હિંદુસ્તાનમા આ પ્રાર્થના ચાલે છે, તો માત્ર આ જ કારણોસર કોઈ પંથે મો ન મચકોડવું જોઈએ એમા દોષ શો છે, સિવાય કે એ સંસ્કૃતમા છે? સંસ્કૃત અનુભવી લોકોની ભાષા છે ભાવાત્મક એકતા સ્થાપિત કરવાની સંસ્કૃતમા ભારે મોટી શક્તિ છે એનો અર્થ એ નહી કે આ જ પ્રાર્થના ચાલે, અને સંસ્કૃતમા જ ચાલે મૌન પ્રાર્થના થાય યા પ્રાર્થના જ ન થાય આનાથી વધારે અનાગ્રહ બીજો શું હોઈ શકે છે? હું આ ત્રણે ચીજો કહું છુ

સામૂહિક અને વ્યક્તિગત પ્રાર્થના

પ્રાર્થનામા કોણ આવે છે, કોણ નહી એ હું જોતો જ નથી એક ઘણો મજેદાર કિસ્સો છે સેવાગ્રામની પ્રાર્થનામા હાજરી લેવાતી પહેલું નામ બાપુનુ બોલવામા આવતું તેઓ "ઓમ્" કહેતા એકવાર કહેવામા આવ્યું કે ૧૫ જણ હાજર છે, ૧૪ ગેરહાજર મે કહ્યુ 'ના ૧૫ ગેરહાજર છે, અને ૧૪ હાજર' બાપુએ કહ્યુ 'આ તો ગણિત જાણનારો છે તેથી પાછુ જુઓ' જેણે ગણેલા તેણે ફરીથી ગણીને કહ્યું 'બરાબર તો છે!' મે કહ્યુ 'પણ જેણે બીજાઓને ગણ્યા, તે પોતે તો ગેરહાજર છે જેનુ ધ્યાન ગણવામા ગયુ એનુ પ્રાર્થનામા ક્યાં? એ પ્રાર્થનામા છે જ નહી'

સાર એ છે કે મારી સામે કોણ બેઠુ છે, એ હું નથી જોતો પરંતુ ભલામણ જરૂર કરીશ કે પ્રાર્થના માટે હું બેસીશ, તમે લોકો આવશો તો સારુ છે પ્રાર્થના કરી

જોઈએ અને ફલાણી જોઈએ કે નહીં, એવો આગ્રહ નહીં રાખું.

### ભારતીય સંસ્કૃતિનો આધાર : ભક્તિ

ભક્તિ સિવાય પ્રાર્થનાનું કોઈ જ સ્થાન નથી. તેથી મંત્રની સાથે ભજન પણ જોઈએ પ્રાર્થના ભક્તિનો વિષય છે. દુનિયાની વાત હમણાં હું છોડી દઉં છું. ભારતની ચૌદ-પંદર ભાષાઓ છે, જેમાં ઘણું સાહિત્ય છે, એમાંનુ સર્વોત્તમ સાહિત્ય આધ્યાત્મિક છે. તમે પંજાબ જાઓ, તો ત્યાં આજે પણ નાનકનુ રાજ ચાલે છે આજે ત્યાં જે ગવર્નર અને મુખ્ય મંત્રી છે, લોક-માનસ પર એમનુ રાજ નથી ચાલતું, નાનકનું જ રાજ ચાલે છે નાનક ન હોત, તો ધર્મનિષ્ઠ સેના બનાવવી અશક્ય બની જાત— એ સેના જે હિંસાનું કાર્ય કરવા છતાં પણ મર્યાદા નથી છોડતી. ત્યાં નાનકે લોકોને એક શ્રદ્ધા આપી એના જ આધારે આપણી સેનામાં મર્યાદા રહી શકી છે.

આ જ વાત હુ મહારાષ્ટ્ર માટે કહીશ જો જ્ઞાનદેવ, તુકારામ ન હોત, તો કહી નથી શકાતું કે મહારાષ્ટ્રમાં આપણી માનવતા કઈ કોટીની બનત. આસામમાં જે આધાર ત્યાંના સમાજને 'નામ-ઘોષા'એ આપ્યો, એને છોડી દઈએ, તો આખા આસામમાં બીજો કોઈ આધાર નહીં મળે, જેને લીધે ત્યાંની સંસ્કૃતિ પાંગરી શકે. તમે તામિલ-નાડમાં જાઓ અને તિરુકુરલ, તિરુવાચકમ્ તિરુપ્પાયૈ વગેરે શૈવ અને વૈષ્ણવોના ભક્તિ-રસ-સભર ગ્રંથોને બાજુએ મૂકી દો, તો ત્યાં ગામેગામ બનેલ અસંખ્ય મંદિર અને ગામ પણ તૂટી જાય, કેમકે તે ગામો મંદિરને કેન્દ્રમાં રાખીને જ ઊભાં છે. હમણાં હું બધા પ્રાંતોનાં નામ નહીં

લઉં, પરંતુ ભારતમાં એવો કોઈ પ્રાંત નથી જ્યાં સંસ્કૃતિ આધાર ભક્તિ ન હોય

એ ઠીક છે કે આ જમાનામાં કાંઈક તર્ક-પ્રવાહ વધ્યો છે. પણ એનો મને ડર નથી, કેમકે તર્ક કપાય છે, એ પોતાને જ કાપે છે એની અનેક શાખાઓ હોય છે. એ શાખાઓ એકબીજા સાથે લડી એકબીજાને ખતમ કરે છે જ્યાં સુધી નથી લડતી અને એકબીજાની પુષ્ટિ કરે છે એટલે કે એક દિશામા જાય છે ત્યાં સુધી ચાલે છે પરંતુ એ એકબીજાને કાપવા માંડે છે તો ખંડિત થઈ જાય છે તેથી એનો કોઈ ડર નથી

મીમાંસાશાસ્ત્ર અનુસાર એ ગૌણ-મુખ્ય ભેદની મીમાંસા કરી આપણે એ ગ્રંથને લઈ શકીએ છીએ. પરંતુ એમાં જે આધાર છે, જે આપણી પૃષ્ઠ-ભૂમિ છે, એને ન છોડવી જોઈએ.

આવા ગ્રંથો નષ્ટ થઈ શકે છે, પણ એ ગ્રંથોમાં જે ભક્તિ-ભાવનો આધાર છે એ તૂટશે તો હું નથી માનતો કે ભારત ટકી શકશે. એ જ ભારતને પરસ્પર જોડનારી કડી છે, અને ભારતને વિશ્વ સાથે જોડનારી કડી પણ જે જમાનામાં અવરજવરનાં સાધન ન હતાં, ત્યારે પણ પ્રાચીનોએ આપણને વ્યાપક શબ્દ આપ્યા. એમને મૂળનો સાક્ષાત્કાર થયો હતો, એટલે આમ કરી શકયા એમ ન થયું હોત અને એમનું મન જાતજાતની પરિસ્થિતિ-જન્ય ઉપાધિઓમાં પડયું હોત, તો એમનામાં આ વ્યાપકતા ક્યારેય ન આવત

### પ્રાર્થના : ડૂબતાની તારક

જે શ્રદ્ધાને લઈને આપણે પ્રાર્થના કરીએ છીએ, તે જીવનને વ્યાપક બનાવે છે. ડૂબતો માણસ જ કોઈ ચીજ હાથમાં આવે, એને પકડી લે છે વિચારતો જ નથી કે તે ચીજ કેટલી મજબૂત છે. હુ જ્યારે સાબરમતીમાં ડૂબી રહ્યો હતો, ત્યારે કિનારા પર ઊભેલ એક છોકરાને કહ્યું, 'બાપુને સંદેશો પહોંચાડજે કે વિનોબા મરી રહ્યો છે અને આત્મા અમર છે.' પછી તણાતો તણાતો હું બીજા કાંઠે ચાલ્યો ગયો 'જ્યાં ઘાસ હતું! મેં હાથ વડે ઘાસ પકડયું અને સહેજે પગ થંભી ગયા.

સાર એ કે ડૂબતો માણસ વિચારતો નથી કે એને જે આધાર મળી રહ્યો છે, તે કેટલો મજબૂત છે. એ તો

બિલકુલ શ્રદ્ધાથી એને પકડી લે છે. જો એ શ્રદ્ધા ખોટી સાબિત થાય, તો એ ડૂબે છે. આમેય એ ડૂબવાનો તો હતો જ. અને શ્રદ્ધા સાચી ઠરી, તો તે બચી જાય છે. આ રીતે ડૂબતા માણસના તરવાના જે પ્રયત્ન છે, એમાં પ્રાર્થના આવે છે. કોઈને આ આધારની જરૂર નથી જણાતી. પરંતુ ગાંધીજીએ એને જ પોતાનો મુખ્ય આધાર માન્યો.

### ગાંધીજીની નમ્રતા

ગાંધીજીએ મરતી વખતે રામનામ લીધું, જે કરોડોના મોઢેથી લેવાય છે. ભારતમાં એક સામાન્ય જડ-બુદ્ધિ, અભણ, પતીત જીવ જે નામનો આશ્રય લે છે એ જ નામ પર એમણે શ્રદ્ધા રાખી. એમણે પોતાને માટે કોઈ ઊંચું નામ ન લીધું. 'આ નામ હલકું પડે છે એમ કહીને નિર્ગુણ નિરાકારનું નામ યા કોઈ આદર્શ નામ ન પકડયું. જ્યારે એમને કોઈ પૂછતું કે કે "રામ" કોણ છે? તો તેઓ કહેતા : 'અંતર્યામી'

મારી પ્રાર્થનામાં હું પહેલાં 'રઘુપતિ રાઘવ રાજા રામ' બોલ્યા કરતો, તો મને પણ લોકોએ પૂછયું કે 'આ રામ કોણ છે?' ઘણુંખરું આર્યસમાજી આવો સવાલ કર્યા કરે છે. મેં જવાબ આપ્યો કે 'દશરથ નામના પિતાએ પોતાના પુત્રને જેનું નામ આપ્યું, એ રામ છે.' કહેવાનું તાત્પર્ય એ કે દશરથના પુત્રની પહેલાં પણ એ હતો, અને એનું નામ દશરથે પોતાના બેટાને આપ્યું. આ રીતે હું રામનામનુ મંડન જ કર્યા કરતો

જેનું મંડન અને સમર્થન કરવું પડે છે, તેના કરતાં બીજું કોઈ ઊંચું નામ લઈ શકાતું હતું પરંતુ ગાંધીજીએ વિચાર્યું કે જે નામ કરોડો લોકો લે છે, એને જ આપણે

લઈશું. એ નામમાં ઉન્નત અર્થ ભરીએ, તો એ શબ્દ ઈનકાર નહીં કરે. જેટલો ઉમદા અર્થ તમે એમાં ભરવા ચાહો, ભરી શકાય તેમ છે. રામાનુજનું એક ભવ્ય પ્રતિભા-સંપન્ન વચન છે કે શબ્દકોશમાં જેટલા શબ્દ છે, એ બધાનો એક અર્થ તો સામાન્ય છે, પરંતુ બીજો અર્થ પરમેશ્વર છે. સારાંશ, આપણા દેશમાં "રામ" શબ્દ ચાલ્યો, અને એ જ ગાંધીજીએ લીધો અર્થાત્ આમાં બીજાઓ કરતાં ઊંચા દેખાવાની વાત નથી.

ભગવાન કૃષ્ણે તો ત્યાં સુધી કર્યું કે જ્યારે યાદવવંશી એકબીજા સાથે લડવા લાગ્યા અને એકબીજાનો સંહાર કરવા લાગ્યા, મારવા-પીટવા લાગ્યા, તો ભગવાન ખિન્ન થયા, અને એમણે કહ્યું : 'તો પછી હુંયે શા માટે ન પીટું ?' આમ કહી એમણે ઘાસનું એક તણખલું લીધું, અને એકના ઉપર પ્રહાર કરી તે ચાલ્યા ગયા. પછી એક ઝાડ નીચે જઈ ધ્યાનસ્થ થયા. એમણે આમ એટલા માટે કર્યું કે તેઓ બતાવવા માગતા હતા કે હુ પણ એમનામાંનો જ એક છું, જે શ્રેણીમાં બધા યાદવ છે હું એમના સ્થૂળ કાર્યનુ મંડન નથી કરતો. આનો ભાવાર્થ જ લેવો જોઈએ જે કોટીના તમે લોક છો, એ જ કોટીનો હું છું, એમ તેઓ કહેવા માગતા હતા જો કે તેઓ ખૂબ જ ઊંચી કોટીના હતા, એ તો ભારત આખું જાણે છે : न मे पार्थास्ति वर्तव्य, त्रिपु लोकेंपु किश्चन । પણ આટલા ઊંચી કોટીના હોવા છતાં તેઓ પોતાને બિલકુલ સામાન્ય સમજતા. ગાંધીજીએ પણ બિલકુલ નમ્ર થઈ અંતે રામનામ લીધું. એમણે એક પ્રાર્થના લખી છે, જેનો આરંભ છે, 'હે નમ્રતાના સમ્રાટ !' તેઓ પરમ નમ્ર હતા.

### સંતોના અનુભવની ઉપેક્ષા ન કરાય

ભગવત્ પ્રાર્થનાની બાબતમા અનેક સત્પુરુષોના જે અનુભવ છે, એમની ઉપેક્ષા કરીને યા એમની ઉપર અવિશ્વાસ રાખીને આપણે ચાલીએ, એ મારી દૃષ્ટિએ ઉદ્ધત વિચાર ગણાશે હુ તો ચાલ્યો છુ એ બધા ગ્રથોની ગોદમા, જેણે મને શીખવ્યું છે કે અમારો બોજ ન ઉઠાવ આ વાત એ જ ગ્રથોએ મને શિખવાડી છે તેથી મારી અનુભૂતિ હોય કે ન હોય, એમની અનુભૂતિ જે છે, એની હુ ઉપેક્ષા નથી કરી શકતો આમ મારી બુદ્ધિ કહે છે જેના આધારે ભારતનુ સર્વોત્તમ સાહિત્ય બન્યુ, એમા તથ્ય નહોતું કે એની ઉપેક્ષા કરવી જોઈએ, એવુ કહેનાર અનુભવ શૂન્ય મનુષ્ય થઈને હુ ચાલુ, એ ઉદ્ધતતા જ ગણાશે

અનુભવની વાત કહુ મે મારી માને જોઈ છે કે તે દિ' આખો કામ કરતી, અને દિવસે ૧૨ વાગે બધાને ખવડાવીને ખાતી ખાવા પહેલા એક નાનકડી જગ્યાએ, જેને 'દેવઘર' કહે છે, તે બેસતી અને મરાઠીમા એક નાનકડી પ્રાર્થના બોલતી નામદેવે કહ્યુ છે गाउ नए कलाकुसरी—'હુ કાઈ કળાકૌશલ નથી ગાતો, બ કે કાન પકડીને કહુ છુ' એ જ રીતે મારી મા પણ કહેતી અનત કોટિ બ્રહ્માડ નાયક, માગ અપરાધ ક્ષમા કર મે કેટલીય વાર જોયુ છે કે આ બોલતા બોલતા એની આખોમા આસુ આવી જતા મને ઘણા ગ્રથો વાચવા મળ્યા છે, જે અનુભવથી ભર્યા છે મને સસગતિ પણ મળી છે એ બધાને એક પલ્લામા મૂકી આ જે મને સાક્ષાત્ ભક્તિનુ શિક્ષણ મળ્યુ છે એના દર્શનને બીજા પલ્લામા મૂકીને તોલુ છુ, તો આ દર્શનનુ વજન બાકી બધા કરતા વધારે થઈ જાય છે

ભૂદાન આંદોલનમાં જે દૃઢતાથી હું લાગ્યો, એમાં કોઈ શક્તિ ન હોત જો આ શ્રદ્ધા મારામાં ન હોત. પોતાના અનુભવોનો અંશ બિલકુલ થોડો હોય છે. વળી, આપણે તો ભારતનો જ અનુભવ જાણીએ છીએ, પરંતુ 'સમસ્ત પૃથ્વીનો પણ આ જ અનુભવ છે' એવું બુદ્ધિમત્તાની એંટમાં કહીએ, તો એ નર્યો ભ્રમ હશે. એનાથી આપણે ખૂબ મોટી તાકાત ખોઈશું. કારણ માનવ-સમાજનો, સમસ્ત પૃથ્વીનો ખૂબ વ્યાપક અનુભવ હોય છે.

આપણે બધાએ સમજવું જોઈએ કે શક્તિનો સ્રોત કયાં છે. લોકો શક્તિ ઇચ્છે છે, ભક્તિ નહીં. પુણ્ય-ફળ ઇચ્છે છે, પુણ્ય નહીં. મુક્તિ ઇચ્છે છે, શુદ્ધિ નહીં. આ એક માનસિક આળસનું લક્ષણ છે. તેથી આપણે તો ઊલટું જ વિચારવું જોઈએ. આપણને શક્તિની જરૂર નથી. એ તો ભગવાનમાં ભરેલી છે. આપણે તો પોતાની શક્તિ વડે કામ કરતાં કરતાં શક્તિની આકાંક્ષા રાખ્યા વિના માત્ર ભક્તિ કરવી જોઈએ.

### મુક્તિની નિઃસ્પૃહતા

"નામઘોષા"ના આરંભમાં ભગવાનનું નામ-સ્મરણ કરતાં પહેલાં ભક્તોનું સ્મરણ કરી કહ્યું છે કે 'અમે એ ભક્તોને નમસ્કાર કરીએ છીએ જે મુક્તિ વિશે નિઃસ્પૃહ છે અને કાયમ રસમયી ભક્તિની યાચના કરે છે.' मुक्तित निस्पृह जिटो, सेहि भकतक नमो। रसमय मागोहों भकति। મુક્તિમાં નિઃસ્પૃહતા, મુક્તિનો તિરસ્કાર નહીં. મુક્તિનું સ્વરૂપ જ એવું છે કે તે સસ્પૃહતાથી દૂર ભાગે છે. જ્યાં મુક્તિની નિઃસ્પૃહતા છે, ત્યાં બીજા કોઈ પ્રકારની સ્પૃહા ન હોઈ શકે. એ વૈરાગ્યની પરાકાષ્ઠા છે. દેહથી વૈરાગ્ય,

વિષયોથી વૈરાગ્ય, સામાજિક પ્રસિદ્ધિ, સંપત્તિની વાસના, લોક-સંગ્રહની વાસના, વગેરે બધાથી વૈરાગ્ય આવી જ જાય છે, અને તમામ વાસનાઓ છૂટી જ જાય છે. ભક્તિના રસ્તે જવાથી મુક્તિ આવે જ છે. મુક્તિ-મુક્તિ કહેવાથી એ ચાલી જાય છે. ભક્તિનો રસ્તો સીધો છે એની પર ચાલવાથી મુક્તિ આવી જાય છે.

### સમત્વયુક્ત કર્મયોગ

ભક્તિમાર્ગમાં કયારેક કયારેક ભજન નશા જેવું થઈ જાય છે. રાતોની રાત લોકો જાગે છે, અને ભજન કરે છે. આ એક જાતનું વ્યસન જ છે પછી દિવસે ખૂબ ઊંઘે છે. આવું ઠીક નથી. આપણે પ્રાર્થના પચાવવી જોઈએ, હજમ કરવી જોઈએ ભોજન તો દશ મિનિટમાં થઈ જાય છે, પણ આપણે એને દિ' આખો હજમ કરતા રહીએ છીએ બરાબર એવી જ રીતે પ્રાર્થનામાં પણ પંદર મિનિટ ખાઈ લીધું, તો દિ' આખો એને કાર્યમાં પ્રગટ કરવું પડશે આપણે પ્રાર્થનાનો નશો નથી ઇચ્છતા, એને 'સમત્વયુક્ત કર્મયોગ'માં પ્રકાશિત કરવા માગીએ છીએ

પ્રાર્થનાની બાબતમાં મને ત્રણ પ્રશ્ન પૂછવામાં આવ્યા છે. વિષયના પોષક હોવાથી ઉત્તરની સાથે એને સમજવા ઠીક પડશે.

### મૌન-પ્રાર્થના

પ્રશ્ન : જ્યાં જુદા જુદા ધર્મવાળા લોકો ભેળા થાય છે, ત્યાં એક પ્રાર્થના કેવી રીતે ચાલી શકે ? આવે વખતે કેવા પ્રકારની પ્રાર્થના ચાલે ?

ઉત્તર : મેં કાશ્મીરની યાત્રામાં જોયુ હતું કે સેનામાં ખાવા-પીવાનુ બધું સાથે ચાલે છે, પરંતુ ઈશ્વરનુ નામ

લેવાનો મોકો આવ્યો કે બધા અલગ થઈ જાય છે. પોતપોતાની જુદી પ્રાર્થના કરે છે. એટલે કે ઈશ્વર એક અલગ કરનારું તત્ત્વ બની ગયો ! પણ તેમાં ઈશ્વરની ભારે નિંદા છે. આપણે સમજી શકીએ છીએ કે બીજાં કામોમાં આપણે જુદા હોઈએ, ઈશ્વર-સ્મરણના સમયે જુદા થવું તો ઘણું વિચિત્ર લાગે છે! બધા જ ધર્મોવાળાને ભેળા કરવાની દૃષ્ટિથી મેં મૌન પ્રાર્થના ચલાવી એ એક એવી અકસીર ચીજ છે કે ચાલશે મૌન પહેલા હું કહું છું કે આપણે પરમાત્મા પાસેથી સત્ય, પ્રેમ, કરુણાની માગણી કરીએ આ પ્રાર્થનાનો ભાવ છે પછી કહું છું કે જો નામ લેવું હોય, તો જે નામની જેને આદત હોય, તે એ નામનું ચિંતન કરે

તમે એક સરખું ભોજન કરો, તોયે દરેકના પેટમા તે જુદું જુદું પચે છે તેથી તે અલગ ભોજન છે પ્રાર્થનાનો મુખ્ય ભાવ સત્ય, પ્રેમ, કરુણા રહ્યો, તો તમારી પ્રાર્થનાનો આશય એક જ થયો પછી તમે કેટલા ઊંડાણમાં જાઓ છો, તે જોઈ લો નદીમાં આપણે સાથે તરવા જઈએ છીએ, ત્યારે પણ દરેક પોતપોતાની શક્તિ અનુસાર ઊંડા પાણીમાં ઊતરે છે. મૌન પ્રાર્થનામા નામ લેવુ એ મુખ્ય નથી સત્ય, પ્રેમ, કરુણા સમાન અંશ છે. ધારો કે તમે દસ ભાષાના લોકો ભેળા બેસી પ્રાર્થના કરી રહ્યા છો. 'પ્રભુ આપણને સત્ય આપે', એ બોલવાની ક્રિયા અંદર ચાલી રહી છે, પણ તે જુદી જુદી ભાષામાં ચાલી રહી છે, તોયે અર્થ એક જ છે. તેમ કોઈ "ઈશ્વર" કહે, "અલ્લાહ" કહે, "ગૉડ" કહે, પરંતુ એનો અર્થ એ જ છે કે સત્ય, પ્રેમ, કરુણા આપનારા પાસેથી આપણે તે માગી રહ્યા છીએ

એક જ ચીજ માગી રહ્યા છીએ. એક જ પદાર્થનાં જુદી જુદી ભાષાઓમાં અનેક નામ હોય છે. એવી જ રીતે ઈશ્વરનાં પણ અનેક નામ હોય છે.

### પ્રાર્થના સહજ હોય

બધા લોકો એક જ પ્રાર્થના એક જ ભાષામાં કરે, એવા કેટલાક પ્રયોગ થયા છે. એનાથી થોડો તો લાભ થયો છે, પણ તે સ્થાયી નથી બન્યો. એક પ્રાર્થના કરનારા ધીમે ધીમે એવી સ્થિતિએ પહોંચી જાય છે કે પછી તેઓ પોતાનાથી જુદી સ્થિતિ સહન જ નથી કરી શકતા. તેથી હું એ વાતને માટે અનુકૂળ છું કે જેને સહજ ભાવે જે સૂઝે, તે અનુસાર જ એ પ્રાર્થના કરે. વાસ્તવમાં પ્રાર્થના હૃદયની જ હોય છે પરંતુ આપણને સંતોની વાણીનો આધાર લેવાનુ મન થાય છે, કેમકે તેઓ આધ્યાત્મિક ભાષા વધારે જાણે છે. વાસ્તવમાં આપણે પોતાની પ્રાર્થના કરવી જોઈએ, માતૃભાષાની નહીં. આ બધો એક પ્રયત્ન માત્ર છે. પરમેશ્વર અચિંત્ય, અનંત છે.

મારું એમ માનવું છે કે પક્ષી સવારે ઊઠીને જે કલરવ કરે છે. તે ઈશ્વર-સ્મરણ જ છે. શબ્દો તો એ જ હોય છે, જે તેઓ પછી પણ બોલે છે, પરંતુ પ્રભાતના શબ્દો વધારે ગંભીર હોય છે. પ્રાર્થના એટલે જીવનો ઈશ્વરને કૃતજ્ઞતા-પૂર્વક યાદ કરવાનો એક પ્રયત્ન એ પ્રયત્નમાં જેને જે સૂઝે, તે કરે છે. બચ્ચું મરે, ત્યારે કેવી રીતે રડવું જોઈએ એનો રાગ, લય, તાલ નક્કી કરીને બધી માતાઓને શિખવાડવામાં આવે, એવું થઈ શકે કે? એ વખતે તો માતાનું રુદન સહજ રીતે જ નીકળી પડે છે. તેવી જ રીતે પ્રાર્થના પણ હૃદયથી સહજ ભાવે નીકળે છે.

### રામનામનો મહિમા

પ્રશ્ન એક માણસ ખેતી કરે છે અને એક રામનામ લે છે આ બન્નેમા કોણ શ્રેષ્ઠ છે ?

ઉત્તર ખેતી કરનારો જો ઇશ્વર ભક્તિની ભાવનાથી ખેતી કરે છે, તો તુલના થઈ શકે જો નામસ્મરણ કરનારો ઈશ્વર પાસેથી કોઈ નોકરી વગેરે માગી રહ્યો હોય, તો એના નામસ્મરણમા કોઈ સાર નથી ખેતી અને નામસ્મરણ બને આધ્યાત્મિક કાર્ય હોય, તો એની તુલના થાય અને ત્યારે પછી એમ કહેવાય કે જેનામા કુહાડી ચલાવવાની શક્તિ હશે, તે કુહાડી ચલાવશે, પરતુ એ શક્તિ નથી, એ પણ રામનામ લઈ શકે છે રામનામ માનવનો છેલ્લો આશ્રય છે

પ્રશ્ન શુ કુહાડી ચલાવવાની શક્તિવાળા માણસે રામ નામ લેવુ સારુ છે ?

ઉત્તર આ પ્રશ્ન મને પૂછવામા સાર નથી, કેમકે એનો ઉત્તર મારા જીવનથી મળે છે મને જો એ સારુ લાગત, તો હુ પોતે માત્ર રામનામ જ લેતો બેઠો રહેત પરતુ તમે જોઈ રહ્યા છો કે હુ બીજુ કાઈક પણ કરી રહ્યો છુ

૩

# નિવૃત્તિ, પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિ

જગતમાં વ્યાપક લોક-સમૂહને જે ધર્મ-શ્રદ્ધાઓ અને સિદ્ધાંત માન્ય હોય છે, તેની સાથોસાથ કેટલાક વિશેષ ગ્રંથ પણ માન્ય હોય છે. ખ્રિસ્તી ધર્મમાં 'બાઇબલ' અને 'ન્યૂ ટેસ્ટામેંટ,' યહુદિયોમાં 'બાઇબલ' અને 'ઓલ્ડ ટેસ્ટામેન્ટ' માન્ય છે ઇસ્લામમાં 'કુરાન' અને શીખોમાં 'ગ્રંથસાહિબ' આવા પ્રમાણ ગ્રંથ મનાય છે પણ વૈદિક કે હિંદુ ધર્મમાં કોઈ પણ વિશિષ્ટ ગ્રંથને પ્રમાણ માનવાનો આગ્રહ નથી અનેક ગ્રંથ છે, પોતપોતાની રુચિ અનુસાર લોકો વાંચે છે વેદ, ઉપનિષદ, ગીતા, રામાયણ અને ભાગવત, મોટા ભાગે આ પાંચ ગ્રંથ છે જુદા જુદા પ્રદેશોમાં પ્રાકૃતમાં પણ પોતાના ખાસ ગ્રંથ ચાલે છે એક-એક પ્રદેશમાં એવા ઘણા મોટા લોક-સમૂહ જોવા મળશે, જેણે રામાયણ વાંચ્યું છે, પણ ભાગવત નહીં. ગીતાને તો જોઈ જ નથી અને ઉપનિષદ વિષે કશુંયે જાણ્યું નથી લોકો સમજે છે કે રામાયણ વાંચીએ છીએ તો એમાં બધો સાર આવી જાય છે આસામમાં ભાગવતની પૂજા ચાલે છે મૂર્તિની જગ્યાએ ભાગવત હોય છે આ રીતે

પોતપોતાના ગ્રંથ છે. મેં એવા વારકરી જોયા છે જે નિત્ય નિયમપૂર્વક 'હરિપાઠ' કરે છે, અને કેટલાક તુકારામના અભંગ ગાય છે. તે સિવાય બીજું કાંઈ નથી વાંચતા. આવા લોકો દરેક પ્રદેશમાં છે. એને લીધે નિરાગ્રહ-વૃત્તિ અને વ્યાપકતાનો લાભ મળ્યો છે.

### ગીતાના ભાષ્યકાર

જે અલગ અલગ આદરણીય ગ્રંથ છે, તે બધામાં કદાચ વધારેમાં વધારે આદરણીય 'ગીતા' છે. આ જમાનામાં ગાંધીજીએ એને ઘણી ચાલના આપી ગીતાના બીજા પણ અનેક ભાષ્યકાર થયા છે: શ્રી અરવિંદ, લોકમાન્ય તિલક, ડૉ૦ રાધાકૃષ્ણન્, એની બીસેંટ, શ્રી ભગવાનદાસ, સ્વામી સ્વરૂપાનંદ વગેરે. વળી, ગીતા પર કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા અને મેં પણ લખ્યુ બીજા પણ અનેક લોકોએ લખ્યું છે. આ જમાનામાં એણે ઘણી પ્રેરણા આપી. જૂના જમાનામાં પણ ગીતા પર જેટલાં ભાષ્યો થયાં, તેટલાં બીજા કોઈ ગ્રંથ પર નથી થયા. દરેક જમાનામાં તે તે જમાનાના શ્રેષ્ઠ લોકનેતાઓ અને વિચાર-નેતાઓએ લખ્યું. શંકરના જમાનામાં શંકરથી ચઢિયાતો વિચાર-નેતા ભારતમાં બીજો કોઈ ન હતો રામાનુજના જમાનામાં રામાનુજથી ચઢિયાતો શ્રેષ્ઠ નેતા ન હતો. દરેક જમાનાના શ્રેષ્ઠ નેતાઓએ ગીતા પર લખ્યું છે. કેટલાક તો લોકનેતા પણ હતા, જેમણે ગીતા પર ભાષ્ય લખ્યું.

### ગીતા-ભાષ્યમાં શંકરાચાર્યની વિનમ્રતા

આમાં શંકરાચાર્યનું ભાષ્ય ઘણું જ ધ્યાન ખેંચે છે. એમણે લખ્યું છે કે ગીતા જ એક એવો ગ્રંથ છે, જેનો પદ, પદાર્થ, વાકયાર્થ અને ન્યાયનું વર્ણન કરવાનો

અનેકોએ પ્રયાસ કર્યો છે તેમ છતા એનો અર્થ બરાબર સ્પષ્ટ નથી થયો તેથી એના વિવરણનો મારી મારફત આ પ્રયત્ન થઈ રહ્યો છે यत्न क्रियते मया ।

ભાષ્યકાર શકર 'બ્રહ્મસૂત્ર પર ભાષ્ય લખે છે, ત્યારે વેદાન્ત કેસરી બનીને બોલે છે ત્યા કોઈ એકવચનમા તો પ્રયોગ છે જ નહી, બહુવચનમા જ છે वयं ब्रूम ।—જાણે આખી દુનિયા પોતાના અકુશમા હોય એવી વિશ્વ સમાજમા ગર્જના કરે છે! પરતુ એના એ શકરાચાર્ય ગીતા પાસે જઈને એટલા નમ્ર થઈ ગયા કે કહે છે 'એના વિવરણનો મારી મારફત આ પ્રયત્ન થઈ રહ્યો છે' એમા 'યત્ન' શબ્દ છે, અને 'અમારી'ને બદલે 'મારી' છે વળી, કર્તરિને બદલે કર્મણિ પ્રયોગ આ યો ('હુ પ્રયત્ન કરુ છુ' એમ નહી, 'મારી મારફત પ્રયત્ન થઈ રહ્યો છે') શકરાચાર્ય લખી રહ્યા છે કે 'ગીતા પર અનેક લોકોએ વિવરણ કર્યું છે' ગીતા પર શકરાચાર્યના ભાષ્ય પહેલાનુ કોઈ ભાષ્ય ઉપલબ્ધ નથી જેટલા ભાષ્ય ઉપલબ્ધ છે, તે બધા શકરાચાર્ય પછીના છે તેમ છતા શકરાચાર્યે પોતાના ગ્રથમા જૂના ભાષ્યકારોના અવતરણ આપીને ખડન કર્યું છે એનો અર્થ એ કે ગીતા પર ઘણા ભાષ્ય થઈ ગયા, પણ 'શાકરભાષ્યે' જ લોકોનુ ધ્યાન ખેચ્યુ, એનુ જ આકર્ષણ થયું એના પહેલાના ભાષ્ય હસ્તલિખિત હતા, તે કાળપ્રવાહમા ખોવાઈ ગયા

આ રીતે સ્પષ્ટ છે કે આપણા દેશમા અમુક ગ્રથ પ્રમાણ માનવો જોઈએ, એવો આગ્રહ નથી રહ્યો તેમ છતા ગીતા સર્વમાન્ય અને પ્રિય છે

ઉત્થાનને માટે સમાજને સમ્યક્ માર્ગ પર સ્થિર રાખવા એનો ઉપયોગ કરાયો અને આજ સુધી કરાઈ રહ્યો છે. આપણે પણ આ દશ-અગિયાર વર્ષોમાં ગીતાને 'ભૂદાન' સાથે જોડી ઘેર ઘેર પહોંચાડવાનો પ્રયાસ કર્યો છે. આ છેલ્લો પ્રયોગ નથી, અદ્યતન છે હજી તો એવા અસંખ્ય પ્રયોગ થવાના છે આ ગ્રંથને માટે આટલો આદર છે અને આટલો પ્રયત્ન થયો છે, તેમ છતાં એનો જે મુખ્ય વિચાર છે, એ સમજવામાં હજી સુધી પૂરી સફળતા નથી મળી

### ગીતાની નિવૃત્તિ-વ્યાખ્યા

એનો અર્થ એ નહીં કે ગીતા ખૂબ અઘરો ગ્રંથ છે, અને ભાષ્યકારોએ વધારે મહેનત નથી કરી અને લોકોને વધારે નથી મળ્યું. મહેનત કરવા છતાયે એક મુખ્ય વિચાર પકડવામાં ને સમજવામાં સફળતા નથી મળી. તે મુખ્ય વિચાર એ છે કે ગીતા પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિ બન્નેથી નિવૃત્તિને ભિન્ન માને છે. પ્રવૃત્તિને રજોગુણ માને છે, અપ્રવૃત્તિને તમોગુણ માને છે, અને ધર્મને સત્પ્રવૃત્તિ માને છે. આ ત્રણેયથી નિવૃત્તિ ભિન્ન છે આ વાત ધ્યાનમાં ન આવવાને કારણે નિવૃત્તિનો અર્થ ભારતમાં અપ્રવૃત્તિ થઈ ગયો પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાનમાં જે કોઈ આત્મ-ચિંતનની દિશામા આવે છે, તે મોટે ભાગે તત્કાલ કામ છોડવાની તરફ જાય છે. કર્મ છોડે છે, લોક-સંપર્ક છોડે છે, મૌન-રાખે છે, એકાંતમાં જાય છે, કે કાંઈક માનસિક ક્રિયા કરે છે. ભોજનને લાચારી સમજી ભિક્ષા માગીને જે મળ્યું તે ખાઈ લે છે. આને જ 'નિવૃત્તિ' કહેવામાં આવે છે: જે મળ્યું તે ખાઈ લીધું. જો કે ગીતામાં તો શું

ખાવું અને શું ન ખાવું, એની પણ ચર્ચા છે કર્મ કયું કરવું જોઈએ, કયું નહીં, એ બધું સ્પષ્ટ હોવા છતાં અર્જુનને લડાઈમાં પ્રવૃત્ત કરવામાં આવી રહ્યો છે, પ્રોત્સાહન આપવામાં આવી રહ્યું છે આ બધું હોવા છતાં જે લોકો આત્મ ચિંતનની તરફ ધ્યાન આપે છે, તેઓ કોઈ ને કોઈ પ્રકારે અપ્રવૃત્તિ તરફ જાય છે, પણ માને છે એમ કે પોતે નિવૃત્તિ તરફ જઈ રહ્યા છે! પરંતુ સમજવું એ જોઈએ કે પ્રવૃત્તિ જેટલી જોરદાર ક્રિયા છે, એટલી જ જોરદાર ક્રિયા અપ્રવૃત્તિ છે પ્રવૃત્તિ જેટલી તીવ્ર ક્રિયા છે, અપ્રવૃત્તિ પણ એટલી જ તીવ્ર ક્રિયા છે એ પ્રતિક્રિયા છે, સ્થિતિ નહીં. જ્ઞાનદેવે લખ્યું છે: माझिय गहज स्थिति भक्तिनाम — મારી સહજ સ્થિતિ જ ભક્તિ છે.

### નિવૃત્તિ વિશેની ભ્રાંતિ

એક તીવ્ર ક્રિયાને નિવૃત્તિ માનવી, એક તીવ્ર વૃત્તિને નિવૃત્તિ માનવી, એકાંગી જીવનને નિવૃત્તિ માનવી — આ વિચાર જ ભ્રમભરેલો છે. નિવૃત્તિ એકાંગી ન હોઈ શકે. એ બધાં અંગોને પેટમાં સમાવી લે છે. તેમાં કર્મનો નિષેધ હોઈ જ ન શકે ખાવામાં હિંસા છે, એમ કહી જૈન-મુનિ ઉપવાસ કરે છે. હું એ સ્વીકારું છું કે ઉપવાસમાં શક્તિ છે પણ તેના પર જે વધારે પડતો ભાર મૂકવામા આવ્યો, તે ખાવામાં હિંસા માનીને મૂકવામા આવ્યો પછી જેમ ખાવાને પાપ માનવામા આવ્યું, તેવી જ રીતે શ્રમને પણ પાપ માનવામા આવ્યું, કેમકે તેમાં પણ હિંસા થાય છે એમા કોઈ શક નથી કે જીવવામાં હિંસા થાય છે. એ બધું હોવા છતાં પણ જીવન ચાલી રહ્યું છે જો આપણે આત્મહત્યા કરીશું, તો એ પણ જ તીવ્ર ક્રિયા

ખાવું અને શું ન ખાવું, એની પણ ચર્ચા છે. કર્મ કયું કરવું જોઈએ, કયું નહીં, એ બધું સ્પષ્ટ હોવા છતાં અર્જુનને લડાઈમાં પ્રવૃત્ત કરવામાં આવી રહ્યો છે, પ્રોત્સાહન આપવામાં આવી રહ્યું છે આ બધું હોવા છતાં જે લોકો આત્મ-ચિંતનની તરફ ધ્યાન આપે છે, તેઓ કોઈ ને કોઈ પ્રકારે અપ્રવૃત્તિ તરફ જાય છે, પણ માને છે એમ કે પોતે નિવૃત્તિ તરફ જઈ રહ્યા છે! પરંતુ સમજવું એ જોઈએ કે પ્રવૃત્તિ જેટલી જોરદાર ક્રિયા છે, એટલી જ જોરદાર ક્રિયા અપ્રવૃત્તિ છે. પ્રવૃત્તિ જેટલી તીવ્ર ક્રિયા છે, અપ્રવૃત્તિ પણ એટલી જ તીવ્ર ક્રિયા છે એ પ્રતિક્રિયા છે, સ્થિતિ નહીં જ્ઞાનદેવે લખ્યું છે: [illegible] — મારી સહજ સ્થિતિ જ ભક્તિ છે

થશે, ભારે મોટી પ્રવૃત્તિ થશે. આ રીતે જૈનોએ એને જોરદાર નિવૃત્તિનું રૂપ આપ્યું.

આવું જ બૌદ્ધોએ કર્યું છે. બુદ્ધના અનુયાયી અને બુદ્ધમાં હું ફરક કરું છું. ગૌતમ બુદ્ધ સતત ઘૂમતા રહ્યા. चरत भिक्खवे मेत्ता विहार— બિહારને મૈત્તા-બિહાર એટલે કે મૈત્રી-વિહાર નામ આપ્યું અને ભિક્ષુકોને કહ્યું કે કરુણામૂલક અને મૈત્રીમૂલક વિહાર કરો. આજે એના જ અનુયાયી શું કહે છે? કહે છે કે 'વાસના-ક્ષયને માટે કાંઈક કરવું જોઈએ. તેથી લોકોથી અળગા થઈ જાઓ, ગુફામાં જઈ પથ્થર ખોદી-ખોદીને જેમ જંગલી પ્રાણી રહે છે તેમ રહો અને ધ્યાન કરો.' હિંદુસ્તાનની બહારના લોકોએ તો આવું ન કર્યું, પરંતુ વેદાંતમાં સંન્યાસી, ભક્તિ-માર્ગમાં ભક્ત, બુદ્ધ-વિચારમાં બૌદ્ધ, જૈનીઓમાં જૈન, શૈવ-વૈષ્ણવોમાં ભક્ત, આ તમામે તમામ મોટે ભાગે અપ્રવૃત્તિ તરફ વળ્યા છે. અને તે એને નિવૃત્તિ માનીને, અપ્રવૃત્તિ માનીને નહીં

### દેહ-ધારણાર્થે પ્રવૃત્તિ, અપ્રવૃત્તિ બન્ને આવશ્યક

હું સમજું છું કે અપ્રવૃત્તિ પણ આવશ્યક છે. રાત્રે નિદ્રા લઈએ છીએ તમોગુણને કારણે એનું પરિવર્તન જો સમાધિમાં કરી શકીએ, તો તે સમાધિ થઈ જાય છે એવી નિદ્રાથી લાભ થાય છે. એ નિદ્રાથી પ્રેરિત જેઓ જીવન જીવે છે, એમની નિદ્રા સમાધિ છે, અને જાગૃતિ છે પૂજા. આ જેને નથી સધાતું, તે દિવસે પ્રવૃત્તિમાં અને રાતે સીધા અપ્રવૃત્તિમાં જાય છે. એ ઠીક છે કે દેહધારણને સારુ જેવી પ્રવૃત્તિની જરૂર છે, તેવી જ અપ્રવૃત્તિની પણ જરૂર છે. બન્ને પોતપોતાની માત્રામાં હોવી જોઈએ, વધારે

પડતી ન થઈ જવી જોઈએ. માત્રામાં રહે તો દેહ-જીવનને સારુ બન્નેનો ઉપયોગ હોય છે. પણ એને અપ્રવૃત્તિ સમજીને જ માન્ય કરવામાં આવે. જ્યાં અપ્રવૃત્તિને નિવૃત્તિ સમજીને સ્વીકારવામાં આવે છે, ત્યાં મૂળ પર પ્રહાર થાય છે, અને વિચાર ખોટી દિશામાં જાય છે.

### ધ્યાનાદિ પણ કર્મ જેવાં જ ઉભયવિધ

જેવી કર્મ એક શક્તિ છે એવી જ ધ્યાન પણ એક શક્તિ છે. કોઈ કર્મ કરી રહ્યો છે તો આધ્યાત્મિક કામ કરી રહ્યો છે એમ માનવાને કોઈ કારણ નથી. વૈજ્ઞાનિક ધ્યાન કરે છે. બગલો પણ ધ્યાન કરે છે. બગ-મૂર્તિ ધ્યાનને સારુ શાસ્ત્રોમાં આદર્શ માનવામાં આવે છે. તે માછલી માટે કેટલો એકાગ્ર થઈ જાય છે! એક બાળક પણ લાડુ ખાવામાં એટલો જ એકાગ્ર થાય છે. એને બીજું કાંઈ જ નથી સૂઝતું કઠણ ઑપરેશન વખતે ડાકટર પણ એકાગ્ર થઈ જાય છે. ઑપરેશન મામૂલી હોય છે તો ડૉકટર હસે છે, બોલે છે, અહીં-તહીંની ચર્ચા કરે છે, ક્યારેક ચિડાય પણ છે; પણ જ્યારે કઠણ ઑપરેશન હોય છે, ત્યારે તેના પહેલાં વધારે નથી ખાતો, બિલકુલ ઓછું પણ નથી ખાતો. નહીં તો ઑપરેશન નહીં થઈ શકે. તેથી થોડો હળવો નાસ્તો કરીને જાય છે, અને એકદમ તન્મય થઈ ઑપરેશન કરે છે. તો આ ધ્યાન જ છે. એ ડૉકટર નિષ્કામ ભાવનાથી, કરુણાથી પ્રેરિત થઈ કામ કરે છે, તો તેનું આ ધ્યાન આધ્યાત્મિક થશે. એવી જ રીતે ખેડૂત લોકસેવામાં સમાજને અર્પણ કરવાના ખ્યાલથી. કૃષિ-કાર્ય કરે છે, તો તે પણ આધ્યાત્મિક કાર્ય છે. બગ-ધ્યાન આધ્યાત્મિક નથી. બી૦ એ૦ ની પરીક્ષા પાસ

કરવા માટે ઘણા વિદ્યાર્થીઓ શંકરાચાર્યનું બ્રહ્મસૂત્ર-ભાષ્ય બહુ એકાગ્રતાપૂર્વક વાંચે છે, અને પછી પાસ થઈ નોકરી માટે અરજી-પત્રો લખે છે. નોકરી કરવા માટે તેઓ તીવ્ર અધ્યયન કરે છે. એ તીવ્ર પ્રવૃત્તિ છે. તેથી ધ્યાન કરવું એ આધ્યાત્મિક સાધન હોઈ પણ શકે છે, અને નહીં પણ. આવી જ રીતે કર્મ કરવા બાબતમાં પણ. ભોજન કરવું સ્થૂલ ભોગ-કાર્ય પણ હોઈ શકે છે અને મુક્તિ-કાર્ય પણ. ભોગ, ત્યાગ, ધ્યાન, કર્મ-વ્યવહાર, ભક્તિ આ બધું પ્રવૃત્તિ પણ હોઈ શકે છે અને નિવૃત્તિ પણ. એ બધું આધ્યાત્મિક પણ હોઈ શકે છે, અને વ્યાવહારિક ને આસુરી પણ

### ભ્રાંત પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિ

આ મુખ્ય વસ્તુની પકડ ન આવવાને કારણે હિંદુસ્તાનમાં જ્યાં આત્મચિંતનની પ્રેરણા મળે છે, ત્યા લોકો અપ્રવૃત્તિની તરફ વળે છે. એ પ્રેરણા નથી મળતી, તો પ્રવૃત્તિમાં પડે છે. એમાં લોકોને ઠગવાનું ચાલે છે. ભેળસેળ બધી કાળા બજારમાં જ ચાલે છે, એવું નહીં, સફેદ બજારમાં પણ નિત્ય નિરંતર ઠગવાનું કામ થાય છે. ઠગનારા લોકો ધાર્મિક પણ હોય છે, દાન-ધર્મ પણ કરે છે. આ તેમની દુષ્ટતા નથી, ભ્રાંતિ છે. તેથી જ પ્રવૃત્તિમાં પડે છે. આ રીતે ત્યાં જાય છે, તો તદ્દન નીચે પડે છે, અને અહીં આવે છે, તો ખોટે પાટે ચઢી જાય છે. આવી હિંદુસ્તાનની દશા સેંકડો વરસોથી છે, અને આજે પણ છે.

### ભ્રાંતિનાં બે ઉદાહરણ

હમણાં ગાંધી નિધિ મારફત ગાંધી-શાંતિ-પ્રતિષ્ઠાન તરફથી અણુ-અસ્ત્રોના નિષેધ બાબતમાં એક સંમેલન બોલાવવામાં આવ્યું હતું. એમાં મને પણ બોલાવવામાં આવ્યો.

મેં લખી દીધું કે 'હું અખંડ શાંતિકાર્યમાં લાગેલો છું, તેથી તેની મારફત જ મદદ પહોંચાડી શકું છું. તમારા આ ઉપક્રમ સાથે હું પૂરા હૃદયથી સહમત છું.' સંદેશમાં એમ પણ લખ્યું કે 'આ આણુવિક અસ્રો સમાપ્ત થવાં જોઈએ એ મનુષ્યનો નાશ કરનારાં છે, તેથી જવા જ જોઈએ પરંતુ અણુ અસ્ર જેટલા ભયંકર છે, એટલાં જ ભયંકર મામૂલી શસ્ત્ર, છરી, બંદૂક, પિસ્તોલ, લાઠી વગેરે પણ છે હું વિચારવા બેસુ છું તો આ નાના નાના શસ્ત્ર અણુ-અસ્ર કરતા પણ વધારે ભયાનક માલૂમ પડે છે, કેમકે અણુ અસ્ર અહિંસાની નજીક છે એ માણસને વિચાર કરવા માટે મજબૂર કરે છે પણ આ મામૂલી શસ્રો અહિંસાને દૂર ધકેલે છે એ દેખાય છે નાના, પણ છે અણુ શસ્રના બાપ! આખરે એ આવે છે ક્યાથી? દ્વેષ, ભય, શોષણ, વગેરે વૃત્તિઓમાથી આવે છે. તેથી જે ભાવનાઓમાથી એ આવે છે, એ ભાવનાઓને હઠાવવી એ જ આપણું કામ છે આ બહુ મહત્ત્વનુ કામ છે' આ સદેશ ભણી પંડિત જવાહરલાલજીએ લોકોનુ ધ્યાન ખેચ્યુ, અને કહ્યું કે 'હિંદુસ્તાનમા આપણે ખરા અજબ પ્રકારના લોકો છીએ રસ્તે અગર જંતુ આવી જાય, તો કેટલાક એની પર પગ નહીં મૂકે, જેથી તેને તકલીફ ન થાય ડાબે ચાલશે, જમણે ચાલશે, કોઈ પણ જાતની હિંસા ન થઈ જાય એની ભારે કાળજી રાખશે, પણ બીજી બાજુ એના એ લોકો એવા ગાડા બની જાય છે કે ભારે મોટી હિંસા કરે છે! તેથી અણુ-અસ્રો દૂર કરવાની સમસ્યાનો ત્યા સુધી ઉકેલ નહીં આવે, જ્યા સુધી માનવ-ચિત્ત ઉપર નહીં ઊઠે'

### સંથારા પણ એક પ્રવૃત્તિ : આપણો પાયો નિવૃત્તિ

ખાવું-પીવું, ક્રિયા અને આખરે સંથારા 'સંથારા' એટલે કે આજથી મૃત્યુ સુધી આહાર ન કરવો. સંથારાનું પોતાનું એક મૂલ્ય છે. પણ તે નિવૃત્તિ નથી. તે એક સારી પ્રવૃત્તિ હોઈ શકે છે. અપ્રવૃત્તિ અને ધ્યાન પણ હોઈ શકે છે. સંથારા ( આમરણ ઉપવાસ ) કોઈ પણ રીતે શરીરથી છૂટવા માટે કરે છે. કારણ કાંઈ નહીં, પણ મૃત્યુ સુધી ઉપવાસ. એ દરમ્યાન સંથારા કરનારનું ચિત્ત ચલિત થવા લાગે, તો એને વિચલિત નથી થવા દેતા. પ્રેરિત કરે છે અને ઉત્સાહ આપે છે, કે એક વાર નિશ્ચય કર્યો તો એને તોડવો ન જોઈએ. દરેક પ્રકારે એને ઉત્સાહિત કરે છે. પરિણામે એનુ મરણ શાંતિથી થાય છે, ખૂબ આનંદ આવે છે. આ રીતે જૈનોમાં શરીર-ત્યાગ કરે છે. આ માટે મને એમને સારુ આદર છે, પણ આને નિવૃત્તિ સમજવી એ ભૂલ છે, આ પણ એક પ્રવૃત્તિ જ છે.

કર્મ સારું પણ કોઈ શકે છે અને ખરાબ પણ. ધ્યાન સારું પણ હોઈ શકે છે, અને ખરાબ તેમ જ તીવ્ર ક્રિયારૂપ પણ. આ બધા વિચારોની આપણા મનમાં ચોખવટ નથી હોતી, અને તેને લીધે અપ્રવૃત્તિને નિવૃત્તિ માની બેસીએ છીએ. આ હું એટલા માટે સ્પષ્ટ કરી રહ્યો છું કે આપણે જે કામ કરવા માગીએ છીએ, તેનો પાયો નિવૃત્તિ છે. આજે જ મને કહેવામાં આવ્યું કે કેટલાક લોકોનું વલણ નિવૃત્તિ તરફનું જણાય છે, પણ તેવું છે નહીં. બોલવાનો એક રિવાજ છે. પણ એ નિવૃત્તિ નથી, એ તો અપ્રવૃત્તિ છે. અપ્રવૃત્તિ ઘણી તીવ્ર વૃત્તિ છે. प्रवृत्तिनिरोध निवृत्ति नव्हे— જ્ઞાનદેવ લખે છે કે પ્રવૃત્તિનો નિરોધ એ નિવૃત્તિ નથી.

## ૪

# વ્રત અને એના બાર ભેદ

વાસ્તવમા અહિસા વગેરે વ્રતોને લીધે જ આપણુ જીવન અત્યત સુરક્ષિત રહે છે ચિત્તને ચચળ થવાનો મોકો જ નથી મળતો ઇન્દ્રિયનિગ્રહ તદ્દન સહજ, દાળ ભાત જેવી મામૂલી વાત બની જાય છે તેમ છતા મુશ્કેલી એ છે કે આજે આપણે આ વ્રતોને જ બધન માનીએ છીએ અને કહીએ છીએ કે વ્રત લાદવામા ન આવવા જોઈએ આ ભારે મોટુ આશ્ચર્ય છે!

હુ તો માનુ છુ કે આ એક વિકૃત મનસ્થિતિ છે વેદમા કહ્યુ છે કે સૂર્ય ભગવાને નિત્ય સમયસર ઊગવાનુ વ્રત લીધુ છે પાણીમા રહેનારા વરુણ રામ પણ ધૃતવ્રત છે આ રીતે 'વ્રત' શબ્દ વેદકાળથી ચાલ્યો આવે છે ગીતામા પણ કહ્યુ છે सतत कीतयतो मा यततश्च दढव्रता ।

આજ સુધી ચાલ્યા આવતા આટલા પવિત્ર વ્રત શબ્દને જો લોકો બોજ અને બધન માનતા હોય, તો એનો અર્થ એ જ થશે કે તેઓ બધા પવિત્ર પ્રવાહથી કપાયેલા રહેવા માગે છે, ખરેખર એમ કહેવુ કે 'અમે અમારા મનની મરજી મુજબ ચાલીશું,' એ ઘોર ગુલામ મનોવૃત્તિ છે

કેમકે મન તો આપણો નોકર છે. આપણે આપણા નોકર—મનના કહ્યા પ્રમાણે ચાલીશું, અને કોઈનુંયે નહીં સાંભળીએ અને વળી પાછા ઉપરથી પોતાને કહેવડાવીશું સ્વાતંત્ર્યવાદી! આનાથી વધારે હાસ્યાસ્પદ વાત બીજી કઈ હોઈ શકે?

## વ્રતોનો સંક્ષિપ્ત ઇતિહાસ

આપણને ગાંધીજીએ જે વ્રત-નિષ્ઠાઓ બતાવી છે, એનો ઇતિહાસ ઘણો જૂનો છે. જૈનો એમને 'પંચયામ' કહે છે. બૌદ્ધો 'પંચશીલ', તો યોગ-સૂત્રકાર 'પંચ યમ' કહે છે. પરંતુ આ બધાનું મૂળ વેદમાં છે. ત્યાં કહેવામાં આવ્યું છે: 'અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અપરિગ્રહ, આ પંચવિધ યમ છે' તદ્દન આરંભમાં એક જ વ્રત હતું, બ્રહ્મચર્ય. પછી ચાર વ્રત બીજાં થઈ ગયાં: સત્ય, અહિંસા, અસ્તેય અને અપરિગ્રહ. પાર્શ્વનાથના વખતમાં આ ચાતુર્યામ જ હતા એમ માનવામાં આવતું હશે કે જ્યાં અપરિગ્રહ આવ્યો, ત્યાં બ્રહ્મચર્ય આવી જ ગયું. અથવા એમ પણ હોઈ શકે કે એનું મહત્ત્વ તે સમયે ન સૂઝ્યું હોય. આમાંથી કઈ વાત સાચી છે, એનો નિર્ણય નથી કરી શકાતો. તેમ છતા મહાવીરે સ્પષ્ટ કરતાં કહ્યું છે કે આની સાથે બ્રહ્મચર્યને જોડવું જરૂરી છે. ભારતીય સંસ્કૃતિ બૌદ્ધ, જૈન અને વૈદિક ત્રણે ધર્મો મળીને બની છે. ત્યાર પછી ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામનો પણ એને લાભ મળ્યો.

## વ્રતોમાં ગાંધીજીની દેણ

આપણા દેશમાં પ્રાચીન કાળમાં વ્રત યતિઓને માટે સુરક્ષિત રાખવામાં આવ્યાં. ગાંધીજીએ કહ્યું કે આ ખોટું

છે તેથી તેમણે બધાને માટે વ્રતોની આવશ્યકતા બતાવી, અને એને સામાન્ય લોકોને માટે પણ લાગુ કર્યા આ એમની સૌથી મોટી દેણ છે એમણે સામાજિક સેવાના ક્ષેત્રમા આધ્યાત્મિક મૂલ્યોની સ્થાપના કરી અને કહ્યુ કે સામાજિક સેવામા આધ્યાત્મિક મૂલ્યોનો પ્રયોગ ન થાય, તો એમનુ મુખ્ય પ્રયોજન જ સમાપ્ત થઈ જાય છે ધ્યાનને માટે આ વ્રતોનુ પાલન જેટલુ જરૂરી છે, એટલુ જ જરૂરી સામાજિક સેવાને માટે પણ છે એટલે કે એમનુ સામાજિક મૂલ્ય છે એવી રીતે ધ્યાનનુ પણ સામાજિક મૂલ્ય છે જેમણે ધ્યાનને માટે વ્રત જરૂરી માન્યા, એમણે પણ સામાજિક મૂલ્યોને માન્યા જ હતા પરતુ ગાધીજીએ સર્વસાધારણને માટે આ વ્રતોને ખુલ્લા મૂકયા

આ બધુ હુ એટલા માટે કહી રહ્યો છુ કે વિચારની સફાઈ થઈ જાય લોકો એમ ન માની બેસે કે વ્રતોનુ સામાજિક મૂલ્ય આપણે જ લાવી રહ્યા છીએ, અને પહેલાના લોકોને આ વાત સૂઝી નહોતી સામાજિક મૂલ્યોનુ ચિતન કરીને બાપુએ એ વિચાર મૂકયો કે જે ગુણોનો આપણે સ્વીકાર કરીએ છીએ, એમનુ સામાજિક મૂલ્ય ન હોય તો એમની કિમત ઓછી થઈ જાય છે લગભગ એ નકામા જ થઈ જાય છે આ તો આજ સુધી પ્રાચીનોએ પણ માન્યું હતું તેઓ કહેતા હતા કે નાના નાના નિયમો અને વ્રતોમા અતર છે નિયમ તો વ્રત પાલનને માટે હોય છે નિયમની સાથે અપવાદ પણ જોઈએ નિયમ અને અપવાદ બન્ને વ્રતોની રક્ષા માટે જરૂરી છે

### વ્રત-વિચાર વધારે સંસ્કારપૂર્વક થાય

હવે એ વિચાર આવ્યો છે કે વ્રતોનો ઉપયોગ પણ બુદ્ધિપૂર્વક થાય. જેમનામાં વિચારની શક્તિ નથી, એમની ઉપર વ્રત લાદવામાં આવે, અને પછી એમનામાં પંગુતા આવે, એ ખોટું છે. ભક્તિને મહત્ત્વ આપી જ્ઞાનને ખંડિત કરવું અને જ્ઞાનને મહત્ત્વ આપી ભક્તિને ખંડિત કરવી, એને પ્રાચીનોએ નય નામ આપ્યું હતું. નયવાદ અને પ્રમાણવાદની ચર્ચા પ્રાચીનોએ કરી છે. એવાં વાક્યો, જે એક અર્થમાં સાચાં છે, તે 'નય' વાક્યો છે, અને જે બધા અર્થમાં સાચાં છે, તે છે 'પ્રમાણ' વાક્યો. 'નામ-ઘોષા'માં કહ્યું છે: 'કેવળ ભક્તિ જ પુરુષને તારે છે.' નામઘોષાનું આ વાક્ય 'પ્રમાણ'-વાક્ય નથી, 'નય' -વાક્ય છે એમાં સત્યનો મોટો અંશ પડ્યો છે, પરંતુ પૂર્ણ સત્ય નહીં

વિચાર્યા વિના વ્રત ન લેવાં જોઈએ, એમ કહેવું બરાબર જ છે. ચાર વરસના બાળકને બ્રહ્મચર્યની દીક્ષા આપવી એ એટલું જ ખોટું છે, જેટલું ખોટું એનાં લગ્ન કરવાં એ છે. લગ્ન શું છે, એ સમજવાની એની સ્થિતિ નથી. એ વિચાર એના મનમાં અંકુરિત જ નથી થયો તેમ છતાં બ્રહ્મચર્ય આત્માનો સ્વભાવ છે, તેથી બાળપણથી બ્રહ્મચર્યના સંસ્કાર આપવામાં આવે, તો તે પાકા થશે સંસ્કાર આપવા એ સારું છે, પણ એને બ્રહ્મચર્યની દીક્ષા આપવી, એ ખોટું છે.

ઘણા લોકો એમ કહેનારા મળ્યા કે 'અમે બ્રહ્મચર્યનું વ્રત નથી લેતા, સહજ ભાવથી જ તે સધાઈ જાય છે.' આ એક 'સહજિયા-પંથ' છે. આપણા દેશમાં આ ઉપરાંત

બીજા ત્રણ પંથ હતા : નિર્ગુણિયા-પંથ, સગુણિયા-પંથ અને સાધક-પંથ. 'સહજ' શબ્દનો અર્થ છે, 'જન્મની સાથે.' સંસ્કૃત શબ્દોને ઝીણવટથી જોવા પડે છે. 'આપણો સહજ ધર્મ શું છે,' એ કહેવું ઘણું મુશ્કેલ છે. અંગ્રેજીમાં એક શબ્દ છે, 'માઈંડ.' એનો તરજુમો આપણી ભાષામાં 'મન' કરવો, એ ખોટું છે. કેમકે આપણે ત્યાં મન, બુદ્ધિ, અહંકાર વગેરે વર્ગીકરણ છે. એમને ત્યાં બીજા પ્રકારનું વર્ગીકરણ છે. એમના વર્ગીકરણના શબ્દનો આપણા વર્ગીકરણના શબ્દની સાથે મેળ નથી બેસતો. આપણા કોઈ પણ માનસશાસ્ત્રીય શબ્દને માટે બંધ બેસતો એમનો માનસશાસ્ત્રીય શબ્દ નથી મળતો, અને એમના કોઈ પણ માનસશાસ્ત્રીય શબ્દને માટે બંધ બેસતો આપણો શબ્દ નથી મળતો. આવી હાલતમાં આપણે કહીએ કે બધું સહજ ભાવે થવું જોઈએ. કશું 'સપ્રેશન' ન થવું જોઈએ, કશું લાદવું ન જોઈએ, તો હું પૂછું છું કે 'ઇમ્પ્રેશન'— સંસ્કાર પડવા જોઈએ કે નહીં ?

### એકાદશ વ્રત : આધ્યાત્મિકતાનો સાર

એક વાત ધ્યાનમાં રાખવાની છે કે બાપુએ આપણને શિખવાડયું છે કે જીવનમાં અમુક મૂલ્યો છે, જે અપરિવર્તનીય, સનાતન છે. એમની બાબતમાં પૂર્ણ નિષ્ઠા હોવી જોઈએ. એમાં એમણે <u>અહિંસા</u>, <u>સત્ય</u> વગેરે ગણાવ્યા છે, જેને આપણે રોજ બોલીએ છીએ. વિચારીએ છીએ તો લાગે છે કે એમાં સર્વ-ધર્મ-સાર આવી ગયો છે. એ વાત જુદી છે કે જુદા જુદા ધર્મગ્રંથોમાં જે ઢબ હોય છે, તેનાથી આની ઢબ કાંઈક જુદી, ખાસ રીતની રહે. એમાં એક બાજુ અહિંસા, સત્ય, અપરિગ્રહ, વગેરે છે, તો બીજી

બાજુ સ્વદેશી, અને સ્પર્શ-ભાવના પણ જોડી દેવામાં આવ્યાં છે. એનાથી કાંઈક એવું લાગે છે કે એમાં એકરસતા નથી. અહિંસા, સત્ય, વગેરે બુનિયાદી ભાવ છે, સ્વદેશી અને સ્પર્શ-ભાવના એમાંથી નિષ્પન્ન થનારા થોડાક ગૌણ ભાવ છે, ત્યારે સર્વ-ધર્મ-સમાનત્વ, શરીર-શ્રમ જેવા કાંઈક નિયમ છે, જે અહિંસા, સત્ય વગેરેની તુલનામાં ગૌણ છે. આ રીતે ગૌણ અને મુખ્ય બન્નેને ભેળા કરીને એકાદશ બનાવવામાં આવ્યા છે. જે લોકોની વિચારવાની રીત શાસ્ત્રીય છે, એનાથી આ કાંઈક જુદું પડે છે તેમ છતાં આમાં આધ્યાત્મિકતાનો ઘણો-ખરો સાર આવી જાય છે.

### વ્રતનું બંધન કયારે ?

આજકાલ આપણા લોકોમા કેટલુંક એવું પણ ચિંતન ચાલે છે કે 'વ્રત વગેરે જંજાળ છે અને એનો ભાર થાય છે.' મને એવા આધ્યાત્મિક લોકો મળ્યા, જેમણે કહ્યું કે 'અમે બ્રહ્મચર્યનુ વ્રત નથી લીધું,' જો કે તેઓ બ્રહ્મચારી છે. 'અમે અપરિગ્રહ, અસ્વાદનું વ્રત નથી લેતા,' એવું કહેનારા પણ કેટલાક સજ્જન મેં જોયા છે. એમનું કહેવું છે કે 'અમે સત્ય વગેરેનું વ્રત લઈએ છીએ.' એવા ભાસથી આપણે પોતાની જાતને નાહક બાંધી લઈએ છીએ. જો તમને સત્ય પ્રિય છે, તો એને માનો. પણ વ્રત શા માટે લો છો ?' આપણી વ્રત-નિયમની વિચારસરણી પર આ એક પાયાનો આક્ષેપ છે.

આની ઉપર મેં ઘણું વિચાર્યુ. મને લાગ્યું કે જો કોઈ એવો નિયમ કરે કે 'હું મારી આંખોથી જોઈશ અને કાનોથી સાંભળીશ,' તો તે અત્યંત સ્વાભાવિક ગણાશે, કેમ કે માણસ આંખથી જ જુએ છે અને કાનથી જ સાંભળે

છે. ત્યારે તે નિયમરૂપ નથી રહેતું, સહજ જ બની જાય છે. આ જ રીતે અહિંસા, સત્ય વગેરે પણ સહજ જ બને છે, કેમકે એ આત્માનુ રૂપ છે. આત્મા છે, તેથી સત્ય નીકળે છે. તે કાંઈ પણ નથી કરતો, નિષ્ક્રિય છે, તેથી હિંસા નહીં કરે, તો 'અહિંસા' નીકળે છે. આત્મા કોઈ પણ ચીજની સાથે જોડાયેલો નથી, તેથી 'અપરિગ્રહ' પણ સહજ જ નીકળે છે. આ બધા આત્માના સહજ-સિદ્ધ ભાવ છે, એનો કાંઈ બોજ નથી હોઈ શકતો. જો આપણે એવું વ્રત રાખીએ કે 'કયારેક જૂઠું બોલીશું અને કયારેક સાચું' તો ચિત્ત પર તેનો બોજ પડશે. કયારે જૂઠું બોલવું છે, એ વિચારવામાં સાવધાન રહેવું પડશે પરંતુ સત્ય એટલું સરળ છે કે સહજ સધાઈ જશે

### નિષ્ક્રિયતા આત્માનો સહજ સ્વભાવ

મેં આસામવાળાઓને કહ્યું કે જેમ યુરોપની સરખામણીમાં ભારતમાં આળસ વધારે છે (કદાચ ગરમ આબોહવાને કારણે જ હોય), તેવી રીતે ભારતના બીજા પ્રાતોની સરખામણીમાં આસામમાં આળસ કાંઈક વધારે છે પરંતુ જો તમે તેની આધ્યાત્મિક યોગ્યતા સમજશો, તો તમારુ આ આળસ ખૂબ મોટો ગુણ સાબિત થશે. આપણે કાંઈ કરવું નથી, મારવું-પીટવું નથી, આળસ જ કરવું છે. હિંસા, જુઠાણું, વગેરે માટે કેટલી તકલીફ ઉઠાવવી પડે છે, કેટલું આયોજન કરવું છે! વિષયાસક્તિમાં પડવું હોય, તો કેટલું આયોજન કરવું પડે છે! પરંતુ એનાથી બચવા માટે કાંઈ કરવું જ નથી પડતું. તેથી તમે આળસવાળો પરમાર્થ માર્ગ સાધો. મને પણ એ માર્ગ એટલા માટે સધાયો છે કે હું આળસુ છું. મને જો કહેવામાં

આવત કે લગ્ન કર, તો હું વિચારત કે કોણ એ ઝંઝટમાં પડે? તેમાં કેટલી તકલીફ ઉઠાવવી પડે! એ મારાથી નહીં બને. એનું સૈદ્ધાંતિક પાસું ભલે અલગ હોય પરંતુ પહેલી વાત એ છે કે હું આળસુ છું. તેથી મને થાય છે કે કોણ ઝંઝટમાં પડે!

આત્માનો સહજ સ્વભાવ આળસુ છે તેથી તેમાં કાંઈ કરવાનું જ નથી. માણસ કર્મ-ભાર ઉઠાવે છે, તો કલેશ પેદા થાય છે. પરંતુ આ તો એટલો સહજ, સરળ માર્ગ છે કે એમાં કલેશ જ નથી. તેથી તમે એમ ન માનશો કે આપણે સત્ય, અહિંસા વગેરે વ્રત લઈએ છીએ તો આપણને બાંધીએ છીએ. સમજવું જોઈએ કે આપણા મૂળ સ્વરૂપને માટે આ બધું અનુકૂળ છે. આનાથી જુદું કાંઈક કરવા જઈશું, તો વધારે તકલીફમાં પડીશું આ વિચારનો સાર ધ્યાનમાં આવી જાય, તો ઘણો લાભ થશે

વ્રત સંબંધી આટલા સામાન્ય વિવેચન ઉપરથી એ સ્પષ્ટ થઈ જાય છે કે વ્રત કોઈ બંધનકારી વસ્તુ નથી. એને અપનાવવાથી ગુલામી જેવી કોઈ ચીજ નથી આવતી. અહિંસા વગેરે વ્રત આત્માના સહજ ભાવ છે. એનો માણસ ઉપર કોઈ બોજ નથી હોતો. હવે આ વ્રતોના ૧૨ ભેદોનો સંક્ષેપ પરિચય પ્રાપ્ત કરીએ.

### ૧. સત્ય વસ્તુત. એક, વર્ગીકરણ તાર્કિક

પ્રથમ વ્રત સત્ય છે, જે વસ્તુતઃ એક જ છે. એના જે અનેક ભેદ કરવામાં આવે છે, તે તાકિક દૃષ્ટિએ છે. વાત એમ છે કે શંકરાચાર્યે ત્રણ સત્તા માની છે : ૧. પ્રાતિભાસિક, ૨. વ્યાવહારિક, અને ૩. પારમાર્થિક. સવાલ એ થાય છે

કે શું આ રીતે સત્યના ત્રણ પ્રકાર છે? સમજવાની જરૂર છે કે શંકરાચાર્યે જે સામાન્ય અનુભવ આવે છે, એનુ જ દાર્શનિક વર્ગીકરણ કર્યું અને ત્રણ સત્તાઓની આ વાત કહી આપણે સ્વપ્નમા જેવો અનુભવ કરીએ છીએ, એવો જાગૃતિમા નથી કરતા, અને સુષુપ્તિમા તો કાઈક અલગ જ અનુભવ થાય છે પણ આ ત્રણેને મિથ્યા પણ નથી કહી શકતા મે એવા લોકો જોયા છે, જે સ્વપ્નમા રડે પણ છે કોઈએ સ્વપ્ન જોયું કે 'મા મરી ગઈ' જો કે તેની મા તો જીવતી જાગતી છે પણ મા મર્યાનુ સપનુ આવ્યુ, તો તેની આખોમાથી ધારા વહેવા લાગી એ સ્વપ્નની ધારા એને માટે સત્ય બની એ સ્વપ્ન મિથ્યા નથી, કેમ કે તે એવો અનુભવ કરી રહ્યો છે તેથી તે એક સત્તા છે, જેને શકરાચાર્ય 'પ્રાતિભાસિક સત્તા' કહે છે આપણે પ્રત્યક્ષ જાગૃતિમા કાઈક કામ કરીએ છીએ, તેની બીજી સત્તા 'વ્યાવહારિક સત્તા' માનવામાં આવી છે અને ગાઢ નિદ્રામા જે કોઈ અનુભવ થાય છે, એને 'પારમાર્થિક સત્તા' કહેવામા આવી છે આપણે કહીએ છીએ કે કાલે રાતે ઘણી સારી ઊઘ આવી 'ઘણી સારી'નો અર્થ છે, ગાઢ નિદ્રા આવી, અને કાઈ પણ ન થયુ જો કાઈક થયુ હોત, તો એનો અર્થ છે, સ્વપ્ન જોયુ પરતુ કાઈ ન થયુ, તેથી આનદની અનુભૂતિ થાય છે કેટલાકના મત પ્રમાણે એ ગાઢ નિદ્રામા 'શૂન્યતા' હોય છે, તો કેટલાકના મત પ્રમાણે 'એકતા'

ગમે તેમ પણ એ સ્પષ્ટ છે કે જાગૃતિ અને સ્વપ્ન બન્નેને ગાઢ નિદ્રા મિથ્યા સિદ્ધ કરી શકે છે એવી જ રીતે સ્વપ્ન પણ જાગૃતિ અને નિદ્રાને મિથ્યા સિદ્ધ કરી શકે છે

એનો અર્થ એ થયો કે આ ત્રણેય અનુભવમાં આવે છે, અને ત્રણેય સત્ય છે. તેથી દાર્શનિક દૃષ્ટિએ ત્રણ સત્ય માનવામાં આવ્યાં છે. સ્વપ્નનું દૃષ્ટાંત આપીને જે અનુભવ આવે છે, તે સત્ય જ છે, પણ એ 'પ્રાતિભાસિક સત્ય'. જાગૃતિમાં જે અનુભવ આવે છે, તે 'વ્યાવહારિક સત્ય' છે. અને ગાઢ નિદ્રામાં કેવળ આનન્દની જ અનુભૂતિ થાય છે, અને બીજું કાંઈ નથી રહેતું, એ 'પારમાર્થિક સત્ય' છે. જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ. આ ત્રણેય અનુભવોના આધારે એમણે ત્રણ સત્ય બતાવ્યાં

પરંતુ આ પૂર્ણ સત્યના ત્રણ ટુકડા નથી. જે પરમ સત્ય છે, તે તો એક જ છે. આ જે છે, તે સત્યના ત્રણ વિભાગ છે. 'સમાધિ' નામની જે અવસ્થા છે, તે ચતુર્થાવસ્થા છે. એને જાગૃત-નિદ્રા પણ કહી શકીએ. જે અંતિમ સત્ય છે, તે આ જ અવસ્થામાં ખૂલે છે, બાકીની ત્રણ અવસ્થામાં નહીં. આ રીતે શંકરાચાર્યે સામાન્ય અનુભવોના આધારે સત્યનું જે ત્રિવિધ વર્ગીકરણ કર્યું, એ એક તાર્કિક વાત છે. વસ્તુતઃ સત્ય એક જ છે.

### ત્રિવિધ અસત્ય ત્યાજ્ય

સામાન્ય રીતે અસત્યના ત્રણ પ્રકાર હોઈ શકે છે. હસવામાં અને મજાકમાં અસત્ય બોલાતું હોય છે, એ પહેલો પ્રકાર છે. એ અસત્ય નિરુપદ્રવી માનવામાં આવે છે. વ્યવહારમાં સ્વાર્થને કારણે અસત્ય બોલાતું હોય છે, એ બીજો પ્રકાર છે. એ અસત્ય લાભદાયી માનવામાં આવે છે. પરાર્થને સારુ અથવા દેશહિતના ઉદ્દેશથી અસત્ય બોલવામાં આવે છે, તે અસત્યનો ત્રીજો પ્રકાર છે. એ અસત્ય કર્તવ્ય માનવામાં આવે છે. ધર્મ-અર્થ અને કામ— એ ત્રણ

પુરુષાર્થની વિપરીત કલ્પનાથી આ ત્રણ પ્રકારનાં અસત્ય નીકળ્યાં છે. સત્યવ્રતમાં આ ત્રણે પ્રકારનાં અસત્યોનો ત્યાગ સમાયેલો છે.

મિતભાષણ સત્યનુ કવચ છે તેથી આ વ્રતમાં એનો પણ સમાવેશ માનવો જોઈએ ભાવના એવી બને કે કોઈ પણ કારણે વાણી, કર્મ કે મનથી પણ અસત્યનો આશ્રય ન લેવામા આવે સત્યને ખાતર માતા-પિતા વગેરે વડીલો સાથે પણ કેવો વ્યવહાર કરવામાં આવે, તેને માટે ભક્ત પ્રહ્લાદનુ દૃષ્ટાત ધ્યાનમા રાખવામા આવે ધ્યાનમાં રહે કે सत्यमेव जयते नानृतम— અતિમ વિજય સત્યનો જ થાય છે, અસત્યનો નહીં

૨. *અહિંસા*

અહિંસા બધા જ ધર્મોની મર્યાદા છે હિંસાના બે પ્રકાર છે: એક આત્મરક્ષાર્થે હિંસા, બીજી આક્રમક હિંસા બન્ને પ્રકારની હિંસાથી નિવૃત્ત થવું, એ આ વ્રતનો અર્થ છે. જેમને આપણે અન્યાયી માનીએ છીએ, એની પણ હિંસા આપણે હાથે ન થવા દઈએ એની પર ક્રોધ ન કરતા એને દયાભાવથી જીતીએ માતા-પિતા, સરકાર કે ગમે તે હોય, એનાથી થનાર અન્યાયનો પ્રતિકાર તો અવશ્ય કરીએ, પણ તે હિંસક ન હોય સત્ય કે અહિંસાનુ પાલન કરનારે અન્યાયની સામે ક્યારેય માથુ ન ઝુકાવવુ જોઈએ બલ્કે સત્યાગ્રહી બની આખરી જીત ન થાય, ત્યા સુધી લડવું જોઈએ. તિતિક્ષાપૂર્વક મરતા સુધી પણ દેહ દડ સહન કરતા રહેવો જોઈએ न पापं प्रतिपापः स्यात्— પાપની સામે પ્રતિપાપી કદી ન બનીએ

3. બ્રહ્મચર્ય

જ્યાં સુધી બ્રહ્મચર્ય વ્રતનું પાલન નથી થતું ત્યાં સુધી ઉપરનાં વ્રતોનું પાલન લગભગ અશક્ય છે. પર-સ્ત્રી વિશે માતૃભાવ રાખવા માત્રથી આ બ્રહ્મચર્ય વ્રતની ઇતિશ્રી નથી થઈ જતી. આ વ્રતમાં તો બધી જ ઇંદ્રિયોનો સંપૂર્ણ સંયમ ગૃહીત છે. વાસ્તવમાં 'બ્રહ્મચર્ય' શબ્દથી બધી જ સાધનાઓનો એકત્ર સંગ્રહ થઈ જાય છે. તેમ છતાં ખાસ કરીને વિષય-વૃત્તિઓનો વિકારોથી નિરોધ કરવાના વિશિષ્ટ અર્થમાં આ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આ વ્રત અનુસાર સમસ્ત નારી જાતિ વિશે માતૃભાવ અથવા ભગિનીભાવ રાખવો પડે છે આ વ્રતનું પાલન કરનારો વિવાહિત હોય, તો એણે વાનપ્રસ્થ-વૃત્તિથી રહેવું જોઈએ यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति— એ જ પદની પ્રાપ્તિની ઇચ્છા રાખીને બ્રહ્મચર્યનું આચરણ કરવામા આવે છે.

૪. અસ્તેય

અસ્તેય વ્રત કેવળ એમ કહેવા માટે નથી કે સામાજિક કાનૂન અનુસાર જેને આપણે બીજાની ચીજ માનીએ છીએ એને ન ચોરવામાં આવે. અન્ન, વસ્ત્ર વગેરેના ઉત્પાદનમાં એટલે કે બ્રહ્મકર્મમાં પ્રત્યક્ષ ભાગ લીધા વિના અન્ન, વસ્ત્ર વગેરેનો ઉપભોગ કરવો એ પણ ચોરી છે. આ જ 'અદત્ત-આદાન' કહેવાય છે. એનો અર્થ એટલો જ નહીં કે બીજાએ ન આપી હોય તેવી ચીજ લેવી, બલ્કે એ પણ કે બીજાને કાંઈ પણ ન આપવા છતાં એની પાસેથી લેવું. ત્યાગ કર્યા વિનાના ભોગનું નામ ચોરી છે. अप्रदायैभ्यो यो भुक्ते स्तेन एव सः— આમને આપ્યા વિના ખાનારો ચોર છે.

૫. અપરિગ્રહ

સૃષ્ટિનું સ્વરૂપ 'अश्वत्थ' છે. એટલે કે સૃષ્ટિની પાસે કાલનો સંગ્રહ આજે નથી. તેથી જ માણસે પણ અશ્વત્થ-સંગ્રહ રાખવો જોઈએ. જો હું ૨૫ દિવસનો સંગ્રહ આજે કરીને રાખું છું, તો એનો અર્થ એ થશે કે મેં ૨૪ લોકોનો આજનો સંગ્રહ ચોરી લીધો. એટલા લોકોને ઓછે વત્તે અંશે ભૂખ્યા રાખવાનું પાપ મારે માથે ચઢશે. સાથે જ સૃષ્ટિમાં વધારે સંગ્રહ જ નથી, તેથી તેટલો સંગ્રહ જમા કરવાને માટે મારે કુટિલ માર્ગનો સહારો લેવો પડશે એકદમ સંગ્રહ કરવામાં મારી શક્તિ પર તાણ પડે છે, તેથી મારી વીર્ય-હાનિ થતી જ રહે છે. તે સિવાય આટલો પરિગ્રહ સુરક્ષિત રાખવાની ચિંતામાં હું ગ્રસ્ત છું, એટલે મારું મન ખુલ્લું નથી રહી શકતું. એટલે કે પરિગ્રહની એક કૃતિમાં સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ— આ પાંચેય વ્રતોનો સામૂહિક ભંગ થઈ જાય છે. તેથી ઓછામાં ઓછો, કેવળ શરીર-નિર્વાહ જેટલો જ સંગ્રહ કરીએ અને શરીરના ધારણ-પોષણમાં જે વસ્તુઓની આવશ્યકતા નથી એનો તો બિલકુલ પરિગ્રહ ન કરીએ. એ વાતનો નિરંતર વિચાર કરીએ કે કઈ કઈ વસ્તુઓ વિના પણ જીવન ચાલી શકે છે, અને એ રીતે પોતાનું જીવન ઉત્તરોત્તર સાદું બનાવવાનો પ્રયત્ન કરીએ. तेन त्यक्तेन भुंजीथाः । ત્યાગીને ભોગવી જાણો.

૬. અભય

ભીતિ અને નીતિ બન્ને પરસ્પર વિરુદ્ધ વિચાર છે. અભય-વૃત્તિ દૈવી સંપત્તિનો પાયો છે. ઉપરનાં પાંચ

મહાવ્રતોનુ પાલન કરનાર પુરુષને કોઈથી ભયભીત થવાની આવશ્યકતા નથી રહેતી તેથી આ વ્રતનો તથા હવે પછીના વ્રતોનો સ્વતત્ર ઉલ્લેખ બાહ્ય મહત્ત્વની દૃષ્ટિએ જ કર્યો છે, એમ સમજવુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો પાચેય વ્રતોનો એક જ વ્રતમા સમાવેશ કરી શકાય છે પરતુ સ્પષ્ટતાથી અર્થ સમજાય તે માટે જેમ એક વ્રતના પાચ વ્રત બનાવવામા આવ્યા છે, તેમ અભય વગેરે ઉપવ્રતોનોયે સ્વતત્ર વિચાર કરવામા આવ્યો છે ડરપોક માણસ કોઈ પણ વ્રતનુ પાલન નથી કરી શકતો તેથી રાજા, પ્રજા, ચોર, પરિવાર વગેરેથી અથવા મૃત્યુથી પણ ડર્યા વિના સત્યાગ્રહથી એટલે કે આત્મબળથી પોતાની તથા બીજાની રક્ષા કરીએ ग्रभय भवभूतेभ्य ।

૭ અસ્વાદ

બ્રહ્મચર્યનુ પાલન એટલા માટે અઘરુ બને છે કે રસેન્દ્રિયનો નિગ્રહ નથી થઈ શકતો સાધનાની સફળતાનો એક મહત્ત્વપૂર્ણ માપદડ રસના જય છે તેથી એ એક વ્રત બન્યુ છે, અને તે અનુસાર પોતાનો આહાર ઉત્તરોત્તર શુદ્ધ કરવા તરફ સાધકે ધ્યાન રાખવું જોઈએ જ્યા સુધી પેટ પર જીભનો અત્યાચાર ચાલુ રહેશે, ત્યા સુધી સ્વતત્રતાની આશા રાખવી વ્યર્થ છે ભોજન કેવળ શરીર યાત્રા ચલાવવાનું સાધન છે એનાથી વધારે એને મહત્ત્વ ન આપવું જોઈએ આહારનું સ્વાદપૂર્વક સેવન કરવુ હિ સા છે તેથી કૃત્રિમ રસ પેદા કરી વિકારોને ઉત્તેજિત કરનારા બધા જ પદાર્થોનો ધીરેધીરે ત્યાગ કરવામા આવે ग्राहारशुद्धौ सत्त्वशुद्धि— આહાર શુદ્ધ થવાથી સત્ત્વ શુદ્ધ થાય છે

૮ સ્વદેશી

સ્વદેશી એ મનુષ્યનુ જન્મસિદ્ધ કર્તવ્ય છે સ્વદેશી એટલે વ્યાપક અર્થમા સ્વાવલંબન અથવા સ્વધર્મ. સ્વદેશીમા 'દેશ' શબ્દ ઉપલક્ષણ છે. તેથી તેમાં ભાષા, રીતરિવાજ, પોશાક, વિદ્યા વગેરે કેટલીયે ચીજોને સમાવેશ થાય છે પોતાના શરીરની જાણકારી પ્રાપ્ત કરતા પહેલાં દેડકાના શરીરની જાણકારી પ્રાપ્ત કરવાના હેતુથી દેડકો ચીરવા બેસવુ એ સ્વદેશી વ્રતનો ભંગ કરવા બરાબર છે. આત્માને છોડીને, ભલે પોતાના જ, શરીરનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન પણ સ્વદેશી વ્રતની વિરુદ્ધ છે વર્તમાન પરિસ્થિતિનુ અધ્યયન કરવાને બદલે ભૂતકાળના ઇતિહાસની પાછળ પડવું, ભૂગોળ છોડીને ખગોળનું અધ્યયન કરવું, ઘર છોડી પડોસીની પંચાત કરવી, એ બધુ સ્વદેશીની વિરુદ્ધ છે આટલા ઉપરથી સ્વદેશીની વ્યાપ્તિ સમજમા આવી જશે. અહિંસા જે રીતે ધર્મની મર્યાદા છે તે જ રીતે વ્યવહારની મર્યાદા છે, સ્વદેશી સમીપની વસ્તુ યા રીતિ-નીતિ માનવને સ્વભાવ-પ્રાપ્ત છે, અને તેથી જ પ્રિય હોય છે એમા જ સ્વદેશી કે સ્વધર્મનું રહસ્ય છે પડોશની દુકાન છોડીને દૂરની દુકાન પર જવામા મોટે ભાગે સ્વાર્થ-બુદ્ધિ હોય છે ભારતે સ્વદેશી-વ્રતભંગરૂપી મહાપાતક કર્યું, તેથી જ અહીં વણાટનો ધંધો ડચકાં ભરવા લાગ્યો

૯ શરીરશ્રમ

મનુષ્ય-જાતિની આજીવિકાનું કુદરતી સાધન કેવળ શરીરશ્રમ જ છે માનસિક શક્તિઓનો ઉપયોગ વિષય-ભોગને નિમિત્તે કરવો પાપ છે શરીર-શ્રમથી જ શરીર-યાત્રા ચલાવવાના એક નિયમથી બધાં જ વ્રતોનું પાલન

કરવું સહેલું થઈ જાય છે. શરીરશ્રમથી મન કંટાળે છે, તો તે અધોગતિનું લક્ષણ છે. શારીરિક શ્રમનું તત્ત્વ સમાપ્ત થવાને લીધે સમાજમાં કૃત્રિમ ભેદ પેદા થતા રહે છે.



૧૦. સ્પર્શ-ભાવના

પરંપરા અનુસાર ચમાર, ભંગી વગેરે અન્ત્યજ જાતિઓને અસ્પૃશ્ય માનવામાં આવે છે. એનો સ્પર્શ થવાથી બીજા હિંદુ એમ માને છે કે પોતે અપવિત્ર થઈ ગયા આ હિંદુ સમાજનું કલંક છે. આ અશુભ પરંપરા ચાતુર્વર્ણ્યનો નાશ કરનારી છે. તેથી તેનાથી મુક્ત થવું ધાર્મિક હિંદુનુ કર્તવ્ય છે. અસ્પૃશ્યતાથી ઘણાં અનિષ્ટ પરિણામ આવ્યાં છે

૧૧. સર્વધર્મ-સમભાવ

આપણા વ્રતોમાં સહિષ્ણુતાના નામથી પરિચિત વ્રતોને આ નવું નામ આપવામાં આવ્યું છે સહિષ્ણુતા અંગ્રેજી શબ્દ ‘ ટૉલરેશન ’નો અનુવાદ છે મને એ પસંદ નહોતું, પણ તે વખતે બીજો શબ્દ સૂઝતો ન હતો. કાકાસાહેબને પણ એ ન રુચ્યો. એમણે ‘ સર્વ-ધર્મ-આદર ’ શબ્દ સુઝાડયો. મને એ પણ ન ગમ્યો. બીજા ધર્મોને સહેવાની ભાવનામાં એમનામાં ન્યૂનતા માની લેવાય છે. આદરમાં કૃપાનો ભાવ આવે છે. અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે સમભાવ શિખવાડે છે. આદર અને સહિષ્ણુતા અહિંસાની દૃષ્ટિએ પૂરતાં નથી. બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમાં પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર પણ આવી જ જાય છે. સત્યની આરાધના અને અહિંસાની કસોટી આ જ શીખવે છે. સંપૂર્ણ સત્યને જો આપણે જોઈ લીધું હોત, તો પછી સત્યના આગ્રહની શી વાત હતી? પછી તો આપણે પરમેશ્વર થઈ ગયા હોત, કેમ કે આપણી ભાવના છે કે

સત્ય જ પરમેશ્વર છે. આપણે પૂર્ણ સત્યને ઓળખતા નથી, તેથી તેનો આગ્રહ કરીએ છીએ. એટલે જ પુરુષાર્થને માટે અવકાશ છે. એમાં આપણી અપૂર્ણતાની સ્વીકૃતિ આવી ગઈ છે. જો આપણે અપૂર્ણ છીએ, તો આપણા દ્વારા કલ્પિત ધર્મ પણ અપૂર્ણ છે. સ્વતંત્ર ધર્મ સંપૂર્ણ છે. પરંતુ જેમ ઈશ્વરને જોયો નથી તેમ એનેય આપણે જોયો નથી. આપણો માનેલો ધર્મ અપૂર્ણ છે, અને એમાં સદાય પરિવર્તન થતું રહેશે. આમ થવાથી જ આપણે ઉત્તરોત્તર ઉપર ઊઠી શકીએ છીએ, સત્ય ભણી, ઈશ્વર ભણી દિન-પ્રતિદિન આગળ વધી શકીએ છીએ. જ્યારે માનવ-કલ્પિત બધા ધર્મોને અપૂર્ણ માની લઈએ છીએ, ત્યારે પછી કોઈ નેય ઊંચ-નીચ માનવાની વાત જ નથી રહેતી. બધા જ સાચા છે, પણ બધા જ અપૂર્ણ છે, તેથી દોષને પાત્ર છે. સમભાવ હોવા છતાં આપણે તેમાં દોષ જોઈ શકીએ છીએ. આપણે આપણામાં પણ દોષ જોવા જોઈએ. એ દોષને કારણે એનો ત્યાગ ન કરીએ, આ પ્રકારે સમભાવ રાખવાથી બીજા ધર્મોના લેવા જેવા અંશોને પોતાના ધર્મમાં લેતાં સંકોચ નહીં થાય, એટલું જ નહીં, બલ્કે તેમ કરવું ધર્મ થઈ પડશે.

બધા ધર્મ ઈશ્વર તરફથી મળેલા છે, પણ માનવ-કલ્પિત હોવાને લીધે, માનવ દ્વારા એનો પ્રચાર થવાને લીધે, તે અપૂર્ણ છે. ઈશ્વરે બક્ષેલ ધર્મ અગમ્ય છે એને ભાષામાં માણસ પ્રગટ કરે છે, એનો અર્થ પણ માણસ બેસાડે છે. પણ કોનો અર્થ સાચો માનવો? બધા પોત-પોતાની દૃષ્ટિએ સાચા છે. પણ જુઠ્ઠા હોવાનો પણ સંભવ છે. તેથી જ આપણે બધા ધર્મો પ્રત્યે સમભાવ રાખવો જોઈએ

એને લીધે પોતાના ધર્મ પ્રત્યે ઉદાસીનતા નથી આવતી, બલ્કે સ્વધર્મવિષયક પ્રેમ આંધળો ન રહેતાં જ્ઞાનમય બની જાય છે, અધિક સાત્ત્વિક, નિર્મળ બને છે. બધા ધર્મો પ્રત્યે સમભાવ આવવાથી જ આપણાં દિવ્ય ચક્ષુ ખૂલી શકે છે. ધર્માંધતા અને દિવ્ય દર્શનમાં ઉત્તર-દક્ષિણ જેટલું અંતર છે. ધર્મજ્ઞાન થવાથી અંતરાય મટી જાય છે, અને સમભાવ ઉત્પન્ન થઈ જાય છે. આ સમભાવના વિકાસથી આપણે આપણા ધર્મને વધારે ઓળખી શકીએ છીએ

૧૨. અનિન્દા

એકાદશ-વ્રત ઉપરાંત 'અનિન્દા' નામનું બારમું વ્રત પણ લેવું જોઈએ. આમ તો અનિન્દા વ્રત અહિંસામાં આવી જ જાય છે. તેમ છતાં મને આ વ્રતની આવશ્યકતા જણાય છે. અનિન્દા વ્રતનો મામલો ઘણો મુશ્કેલ છે લોકો કહે છે કે મનમાં ઘણું ભર્યું હોય, તો પણ સામે કહી શકાતું નથી, કેમકે એ નિંદા થઈ જાય એટલે કે આપણે માનસિક નિંદા કરી શકીએ છીએ, પણ એને પ્રગટ નથી કરી શકતા! આ તે કોઈ વ્રત કહેવાય?

સૌથી મોટી જરૂર છે ગુણગ્રહણની. દરેકે દરેક માણસમા અસંખ્ય દોષ હશે, અને એકાદ ગુણ હશે, દોષ દેહ સાથે જોડાયેલા છે, અને દેહ તો આખરે બળી જવાનો છે, મરવાનો છે. ગુણ જ આત્માનું મુખ્ય સ્વરૂપ છે.

માધવદેવે માણસના ચાર પ્રકાર વર્ણવ્યા છે. અધમ, જે બીજાના કેવળ દોષ જ દોષ જુએ છે. મધ્યમ, જે બીજાના ગુણ અને દોષ બંને જુએ છે. (રાજનીતિવાળાને બંને જોવા પડે છે.) ત્રીજો છે ઉત્તમ, જે કેવળ ગુણગ્રહણ કરે

છે. ચોથો છે ઉત્તમોત્તમ, જે બીજાના નાના ગુણનો વિસ્તાર કરીને જુએ છે. કોઈનામાં થોડો અમથો ગુણ જોયો, તો તેને પહાડ જેવડો કરીને જુએ છે.

આમ, માધવદેવે ઉત્તમોત્તમ બનવાની શીખ આપી છે. મીરાંએ ગાયું છે: મેરે રાણાજી, મુઝે ગોવિંદ ગુણ ગાના! નાનકે પણ કહ્યું છે કે બિન ગુણ ગીતે ભક્તિ ન હોગી! તો માધવદેવ, મીરાં અને નાનકનોયે આ જ મત છે.

નાનપણમાં હું દરેક માણસની અક્કલની પરીક્ષા કરતો ફરતો પણ મેં જોયું કે દોષ વિનાનો એકેય માણસ મળતો જ નથી, એટલે મેં એ ધંધો છોડી દીધો. પછી હું મારા પોતાના દોષ જોવા લાગ્યો. જો આ પહેલેથી જોયા હોત, તો બીજાના જોવા ન જાત; કારણ કે આપણામાં જ ક્યાં ઓછા છે તે બીજાના જોવા જઈએ! ત્યાર બાદ ગાંધીજી પાસે ગયો. એમણ કહ્યું કે બીજાના ગુણ મોટા કરીને જોવા અને આપણા પોતાના દોષ વધારીને જોવા.

મેં પૂછ્યું કે સત્યનિષ્ઠામાં આ કેવી રીતે બેસે છે? કોઈ પણ વસ્તુ જેવી છે તેવી જોવી, વધારીને અને મોટી કરીને શું કામ જોવી? વળી, હું રહ્યો ગણિતનો ઉપાસક. તેમાંયે આ બેસતું નથી. ત્યારે ગાંધીજીએ મને સમજાવ્યું કે સ્કેલ વધારીને જોવાથી perspective બરાબર આવે છે, કેમ કે માણસને પોતાનો દોષ હોય તેના કરતાં નાનો દેખાય છે, અને બીજાનો હોય તેના કરતાં મોટો દેખાય છે. એટલે સ્કેલ વધારીઘટાડીને જોવાથી યોગ્ય દર્શન થાય છે.

અને આજે હવે મારી ભૂમિકા એ છે કે પોતાના અને બીજાના, બધાના ગુણ જ ગુણ જોવા. મારામાં એક તો

સાતત્યયોગ છે, બીજી કરુણા ભરી છે, અને ત્રીજી સંતોનાં વચનો પર શ્રદ્ધા છે. સાતત્ય, કરુણા અને શ્રદ્ધા એ મારા ત્રણ ગુણ છે. આવી રીતે આપણાયે ગુણ જ ગાવા, અને બીજાનાયે ગુણ જ ગાવા. આને મેં ગુણચુંબકવૃત્તિ એવું નામ આપ્યું છે. એક હોય છે લોહચૂંબક, જે લોઢાના કણોને ખેંચી લે છે. તેવી જ રીતે આપણે બનવાનું છે ગુણચુંબક. આવી ગુણગ્રહણ-વૃત્તિ અત્યંત આવશ્યક છે.

કોઈ કહેશે કે આ તો આત્મ-પ્રશંસા કરે છે પણ આત્માની પ્રશંસા નહીં કરીએ, તો શું કરીશું? દેહની સાથે જે ચીજ છે, તે દેહની સાથે ખતમ થાય છે. આપણે બધાના ગુણ જ જોવા જોઈએ. એ જ વાસ્તવમાં અસલ ચીજ છે. દેહની સાથે દોષ આવે છે, અને જાય છે, એની ચર્ચા અને ઉચ્ચારણ ન કરવાં જોઈએ, કેમકે એ ઉપરની સ્થિતિ છે. ગુણ આત્માની સાથે જોડાયેલા છે. નિર્ગુણ આત્મા તો અસ્તિત્વ માત્ર છે. તે દ્રષ્ટાના રૂપમાં રહે છે.

# ૫

# સ્વાધ્યાય અને તેની ઉપયોગિતા

### સ્વાધ્યાયનો અર્થ ગ્રંથ નહીં

સ્વાધ્યાયનો અર્થ લોકો ઘણુખરુ આધ્યાત્મિક ગ્રંથોનુ અધ્યયન કરવું એમ સમજે છે પરંતુ એનો વાસ્તવિક ઉદ્દેશ છે, પોતાની બધી ચીજોને અલગ કરી પોતાની જાતને ઓળખવી, પોતાની પરીક્ષા કરવી એને માટે મદદમા કોઈ પણ ગ્રંથ લઈ શકાય પરંતુ થવુ એમ જોઈએ કે આપણે પોતાને પરખી રહ્યા છીએ પોતાનો 'અભ્યાસ' કરી રહ્યા છીએ, પોતાની ભાવના આદિનુ નિરીક્ષણ કરી રહ્યા છીએ

સ્વાધ્યાયને માટે સાહિત્યના પુસ્તકો ન લેવામા આવે ગણિત વગેરેના અધ્યયનને હુ આધ્યાત્મિક જ કહુ છુ જેમા આપણી વ્યક્તિગત વાસના, ભાવના વગર દખલ જ નથી દેતી, એ બધા જ વિષયો માણસને અધ્યાત્મ તરફ લઈ જાય છે પૌરાણિક સાહિત્યમા સારુ અને ખરાબ બન્ને હોય છે અદ્યતન સાહિત્યની હુ વાત જ નથી કરતો પરંતુ જે સાહિત્ય આધ્યાત્મિક માનવામા આવે છે, તેમા પણ અનેક પ્રકારના દોષ પડયા છે એમા લોકોને

સમજાવવા માટે જે ઉપમા, દૃષ્ટાંત વગેરે આપવામાં આવે છે, તે લોકોને ખોટે રસ્તે લઈ જાય છે.

જેવી રીતે કહેવામાં આવે છે કે સૃષ્ટિના મૂળમાં બે તત્ત્વ છે, એક જડ અને એક ચેતન. અહીં સુધી તો ઠીક, પણ પ્રકૃતિ જડ છે, અને પુરુષ ચેતન, પ્રકૃતિ શબ્દ સ્ત્રીલિંગી છે, અને પુરુષ શબ્દ પુલ્લિંગી, અને તેથી સ્ત્રી-સ્વભાવ પ્રકૃતિનો છે, એમ માનવામા આવે છે છોકરી-ઓનાં નામ રાધા કે રુક્મણી રાખવામા આવે છે પરંતુ તમે ક્યારેક નહીં સાભળ્યું હોય કે કોઈ છોકરીનું નામ કૃષ્ણ રાખવામાં આવ્યું હોય કૃષ્ણ નામ પુરુષોએ અપનાવી લીધું છે વાસ્તવમા કૃષ્ણ એટલે આત્મા તો પછી તે સ્ત્રીનું નામ કેમ ન હોઈ શકે? આત્મતત્ત્વ કે પુરુષ તત્ત્વ નર અને નારી બન્નેમાં હોય છે એ જ રીતે પ્રકૃતિ તત્ત્વ પણ બન્નેમાં હોય છે પરંતુ એ બન્નેને લઈને શિવ-શક્તિની કલ્પના કરવામાં આવી, અને આ રૂપક ચલાવતાં-ચલાવતા એમ મનાતું ગયું કે સ્ત્રીઓ મોટે ભાગે આ દુનિયા તરફ ખેંચાય છે, કેમકે એમનામા પ્રકૃતિ-તત્ત્વ છે, અને પુરુષ પેલી દુનિયા તરફ ઝૂકે છે. કેમકે એમનામાં પુરુષ-તત્ત્વ છે

વાસ્તવમાં એ સાવ ખોટો વિચાર છે કે પુરુષોમાં પુરુષ-તત્ત્વ વધારે છે અને સ્ત્રીઓમા પ્રકૃતિ-તત્ત્વ વધારે. બન્નેમાં બન્ને તત્ત્વ સમાન છે. પરંતુ રૂપકમા પડી જવાને કારણે કાળીદાસ, જ્ઞાનદેવ અને શ્રી અરવિંદ, એ ત્રણેએ આ જ વાત કહી છે. મેં ત્રણ જમાનાના ત્રણ નામ લીધાં, કે જેમણે રૂપકને કારણે ખોટો વિચાર લખ્યો છે જો સમાજમાં નર-નારી-ભેદ છે, તો એ જ ભેદ બ્રહ્મમાં પણ છે, એમ માની આ લોકો પુરુષ વિભાગને તટસ્થ રહેનારો અને સ્ત્રી-

વિભાગને કામ કરનારો માને છે. આ બધી ખોટે રસ્તે લઈ જનારી વાત છે. તેથી જ્યાં સાહિત્યિક અંશ રહે છે, એવી આધ્યાત્મિક પોથીઓમાં પણ આ ખતરો ઘણો હોય છે એવી પોથીઓમાં ક્યારેક કાંઈક નથીયે મળતું તો ક્યારેક ખોટું પણ મળી શકે છે, એનો ખ્યાલ રાખવો જોઈએ

### અભ્યાસ માટે બે જોઈએ

સ્વાધ્યાય વ્યક્તિગત પણ થઈ શકે છે, પણ સારી વાત એ છે કે બે ભેળા મળી સ્વાધ્યાય કરે શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે: एकस्तपी द्विरध्यायी त्रि प्रवासी —તપશ્ચર્યા માટે એકલા રહેવું જોઈએ બીજાની સાથે રહેવાથી સગવડ તો મળે છે, પણ તપ નથી થતું પરંતુ અભ્યાસને માટે બે વ્યક્તિઓએ સાથે રહેવું જોઈએ પરસ્પર ચર્ચા-વિચારણાથી વિચાર ખૂલી જાય છે પ્રવાસને માટે ત્રણ વ્યક્તિ સાથે હોય તો સારું છે સ્મશાન-યાત્રા માટે ચાર વ્યક્તિ જોઈએ ગીતામાં કહ્યું છે: परस्पर भावयन्त । બે ભેળા થઈને અભ્યાસ કરે છે, તો ખાસ અભ્યાસ થાય છે એકલા બેસીને અભ્યાસ કરવામા ચિંતનનો અભ્યાસ થાય છે, અને સમૂહમાં અભ્યાસ કરવાથી ભાવના પેદા થાય છે, ઉત્સાહ મળે છે સામૂહિક અધ્યયન ઉત્સાહપ્રધાન હોય છે, વ્યક્તિગત અધ્યયન ચિંતનપ્રધાન, એકાંતપ્રધાન હોય છે. તેથી ગ્રંથોના અધ્યયનમાં બે ભેળા થવાથી સરળતા થાય છે

### એક કલાક રોજ સ્વાધ્યાય

સ્વાધ્યાય માટે દિવસમાં એક કલાકથી વધારે સમયની જરૂર નથી એક કલાકથી વધારે સ્વાધ્યાય હજમ કરનારા તો ભ્રાંત લોકો હોય છે એમને એવો ભ્રમ થાય છે કે આપણે અભ્યાસ કરીએ છીએ પણ તેઓ કરતા-કારવતા કશું

નથી. સામાન્ય માણસ માટે એક કલાકથી વધારે સ્વાધ્યાયની આવશ્યકતા નથી. જો કે સ્વાધ્યાય માટે સમય અવશ્ય કાઢવો જોઈએ. પદયાત્રામાં સમય શી રીતે કાઢી શકાય, તે મેં ઓરિસ્સામાં બતાવ્યું. ત્યાં બધા કાર્યકરો સાથે રસ્તે કોઈ સરસ જગ્યાએ બેસીને ઓરિસ્સાના 'ઉડિયા ભાગવત'ના એકાદશ સ્કંધનું અધ્યયન પૂરું કર્યું.

આમ અધ્યયન માટે આવો એક કલાક કાઢો, જ્યારે ઊંઘની અસર ન હોય. એટલે કે તે કર્મયોગના આરંભનો સમય હોય, અથવા વચ્ચેનો સમય હોય એવે સમયે તમોગુણની અસર નથી રહેતી, અને હજી રજોગુણનો આરંભ પણ થયો નથી હોતો. તેથી જ તો સત્ત્વગુણને મોકો મળે છે. વહેલી સવારે યા બપોરે જ્યારે ચિત્ત સ્વાધ્યાયને ગ્રહણ કરવા તત્પર હોય, ત્યારે અધ્યયન કરવું જોઈએ

તે સિવાય વર્ષે એક મહિનો કામથી નિવૃત્ત થવું જોઈએ. પોતાનું કામ છોડી ક્યાંક બહાર જવું, કોઈ આશ્રમ કે સત્સંગતિનો લાભ ઉઠાવી અધ્યયન કરવું. જો કે એવા સ્થાનમાં જઈ અધ્યયન ન કરવું, જ્યાં વાતાવરણમાં નિવૃત્તિ-નિષ્ઠ બની જવાય. આ દેશમાં આ એક મોટો ખતરો છે કે માણસને નિવૃત્તિ-નિષ્ઠ બનાવી બેકાર કરી મૂકવામાં આવે છે. એને સ્વાધ્યાયનો ચસકો લગાડી બેકાર બનાવવામાં આવે છે. સ્વાધ્યાયમાં સાત્ત્વિક આનંદ મળે છે, જેનાથી કર્તવ્યનું વિસ્મરણ થઈ જાય છે.

### શ્રદ્ધાથી જ્ઞાનનો આરંભ

જ્ઞાનનો આરંભ શ્રદ્ધા વિના નથી થઈ શકતો. માણસની શક્તિ સીમિત છે. વામદેવ જન્મ્યા. તો જન્મતાંની સાથે જ

જ્ઞાની બની ગયા પરંતુ આપણે તો એવા છીએ કે આપણાં આરંભના દસ વરસ તો નરી મૂર્ખતામા જાય છે. કેટલાયને યાદ જ નથી રહેતું કે એ વરસોમાં શું થયું? બધું ગયા ખાતે ચાલ્યું જાય છે! હુ મારા બાળપણની વાત લખવા બેસું, તો બે ચાર વાકયો કરતાં વધારે નહીં લખી શકું પરંતુ મારી માને બધુ યાદ હશે, કે હું કયારે બીમાર પડયો, કે કયારે શું શું કર્યું

આપણા જીવનનો કેટલોક સમય એ રીતે વીતે છે કે જ્યારે આપણે કેવળ પરાધીન હોઈએ છીએ એ વખતે આપણે શ્રદ્ધા ન રાખીએ, તો કેવી રીતે ચાલશે? મા બાળકને સમજાવે છે કે આ ચાદ છે, તો બાળક માની લે છે કે તે ચાદ છે વિશ્વાસ રાખ્યા વિના તેને નથી ચાલતું બીજી બાજુ મા બાળકને સમજાવે કે ચોટલી નહીં બાંધે તો બ્રહ્મહત્યા લાગશે, તો આ સમજાવવુ ખોટુ છે મારી માએ મને આમ જ કહ્યું હતુ મેં પૂછયુ કે ચોટલી ન બાંધવાથી બ્રહ્મહત્યા લાગે, તો પછી બ્રહ્મહત્યા કરવાથી શું લાગે? મા બાળકને તાલીમ આપે છે, અને બાળક એની પર શ્રદ્ધા રાખે છે, તે બાળકના પક્ષે બરાબર છે પરંતુ માતા પિતાએ તો બાળકને બરાબર સમજાવવુ જોઈએ, અને સમજાવી-કરીને જ તેની પાસે કામ કરાવવુ જોઈએ વિચારની દરેક પ્રક્રિયા સમજાવી બુઝાવીને થાય સાવધાનતાનું મહત્ત્વ સર્વોચ્ચ છે એનાથી ચડિયાતું કોઈ તત્ત્વ નથી પરંતુ એની સાથે નિગ્રહ શક્તિ જોઈએ

બુદ્ધિ અને ધૃતિ

મશીનમાં બે યંત્ર હોય છે, એક દિશા દેખાડનારું અને બીજું ગતિ વધારનારું બન્નેની આવશ્યકતા હોય છે તેવી

જ રીતે માણસના ચિત્તમાં એક 'બુદ્ધિ' છે અને બીજી 'ધૃતિ', ધારણ-શક્તિ, પોતાને રોકનારી શક્તિ છે. મરાઠીમાં કહેવત છે: कलने पण वलत नाही। ગુજરાતીમાં કહે છે: ભણ્યા પણ ગણ્યા નહીં. સમજ્યા પછી સમજાયેલા વિચારને ઇંદ્રિયોનો વિષય બનાવવા માટે થોડું નિયંત્રણ કરવું પડે છે. એ માતા-પિતાનું, ગુરુનું હોઈ શકે છે. પોતાની જાતનું નિયંત્રણ હોય, તો ઘણું સારું તેની બુદ્ધિને એક વિચાર પસંદ પડી ગયો, કે એનાથી આગળ એની પર અમલ કરવા માટે બીજું કાંઈ કરવું જ નથી પડતું. અમલ થઈ જ જાય છે. હા, સમજમાં ન આવે, તો તેનો અમલ નથી થતો. સમજમાં આવ્યા પછી વચ્ચે બીજી કોઈ ખલેલ નથી પડતી. આને સાંખ્ય જ્ઞાની કહે છે કેટલાક લોકોની નિષ્ઠા પાકી હોય છે. એમનું કન્વિકશન જ્ઞાનથી થાય છે. એમણે વિચાર ગ્રહણ કર્યો, તો પાકો જ હોય છે.

કેટલાક લોકોને પ્રયોગથી વિશ્વાસ બેસે છે. દશ-પાંચ ત્રિકોણ લઈ માપવામાં આવે અને પછી નક્કી કરવામાં આવે કે ત્રણ કોણનો સરવાળો ૧૮૦ ડીગ્રી થશે, પણ દશ ત્રિકોણ પછીયે અગિયારમા ત્રિકોણમાં કાંઈક બીજું નીકળી શકે છે આ રીતે પ્રયોગમાં કાંઈક શંકાનો અંશ રહે જ છે. તેથી પાકું ત્યારે થશે, જ્યારે જ્ઞાનપૂર્વક ગ્રહણ થશે. એક 'અનકંડીશનલ ટ્રાએંગલ' લઈને એમાં આ વાત સિદ્ધ કરી દેવામાં આવે, તો બધા ત્રિકોણમાં સિદ્ધ થઈ. પણ કેટલાક લોકોનું મન એવું હોય છે કે એમને પ્રયોગની જરૂરિયાત રહે છે આ રીતે સમજ્યા પછી અમલમાં લાવવા માટે બૂઝવાની—જાણવાની જરૂર રહે છે

### બુદ્ધિ અને શ્રદ્ધાનું ક્ષેત્ર

આપણા દેશમાં એમ માનવામાં આવ્યું છે કે વિદ્યા-સ્નાતક અને વ્રત-સ્નાતક બન્ને થવું જોઈએ. કોઈકની બુદ્ધિ પ્રખર હોય, અને તેણે છ વરસમાં વિદ્યા સંપાદન કરી લીધી તો એને વિદ્યા-સ્નાતકનું સર્ટિફિકેટ આપવામાં આવતું. કોઈએ બાર વરસ સુધી વ્રતનું પાલન કર્યું, પરંતુ વિદ્યા પૂરી ન કરી, તો એને વ્રત-સ્નાતકનું સર્ટિફિકેટ આપવામાં આવતું. જે બન્ને પૂરાં કરતો, તે ઉભય-સ્નાતક કહેવાતો.

આજે વિજ્ઞાન ઝડપથી આગળ વધી રહ્યું છે, તો બુદ્ધિ કામ કરશે જ જ્યાં બુદ્ધિનું કામ છે, ત્યાં બુદ્ધિ ચાલવી જોઈએ પરંતુ જ્યા બુદ્ધિની મર્યાદા આવી જાય છે, ત્યાં શ્રદ્ધાની જરૂર છે જ્યા બુદ્ધિ ચાલતી હોય, ત્યાં શ્રદ્ધાને વચ્ચે લાવવી, એ ભૂલ છે. આંખના ક્ષેત્રમાં કાનને પૂછવું અને કાનના ક્ષેત્રમા આંખને પૂછવું, તે ખોટું છે ધ્વનિ કેવો છે, તે કાન બતાવશે એમાં આંખ અડંગો નહીં લગાવી શકે. તેવી જ રીતે બુદ્ધિ અને શ્રદ્ધાના વિષય અલગ અલગ છે. બુદ્ધિના વિષયમાં શ્રદ્ધા માથું મારે છે, તો તે ખોટું છે. તેવી જ રીતે શ્રદ્ધાના વિષયમાં બુદ્ધિ પ્રવેશી જ ન શકે, ત્યાં તેની મર્યાદા આવી જાય છે. એ આવવાની કોશિશ કરે, તો પણ ત્યાં એવી કાતર છે કે એ કપાઈ જશે.

## ૬

# ઈશ્વર-સાક્ષાત્કાર અને ચમત્કાર

**અહીં** પૂછવામાં આવ્યું છે કે 'શું આપણે ભગવાનનું રૂપ આપણી આંખોથી જોઈ શકીએ ?' ખરેખર સવાલ ઘણો મોટો છે, પણ તેનો જવાબ છે તદ્દન સરળ ભગવાન્ અવ્યક્ત છે, અને વ્યક્ત પણ. સાકાર છે અને નિરાકાર પણ. ઈશ્વર છે અને નથી પણ. તે સગુણ છે અને નિર્ગુણ પણ એ બધા પ્રકારનો છે. આમ તો જે વિશ્વ સામે ખડું છે તે બધું ભગવાનનું જ રૂપ છે પરંતુ આપણે એને એ રીતે ઓળખી નથી શકતા. પોતાનાં ચર્મચક્ષુ વડે ઉપરનો ઢાંચો, આકાર માત્ર જોઈએ છીએ, અંદરનું તત્ત્વ નહીં.

તે સિવાય ધ્યાનમાં માણસની જેવી વાસના હોય છે, તદનુસાર ભગવાન તેને એવું રૂપ દેખાડે છે ઉપાસકોએ પોતાના ચિત્તની એકાગ્રતા અને ઇંદ્રિયોના આકર્ષણથી છૂટવા માટે ધ્યાનની કલ્પના કરી છે. કોઈ ચતુર્ભુજ વિષ્ણુ ભગવાનનું, કોઈ કૃષ્ણનું, કોઈ રામચંદ્રનું તો કોઈ ઈશુનું ધ્યાન કરે છે, અને એ રૂપમાં ભગવાનને માને છે. કોઈ અમુક રૂપનું તીવ્ર ધ્યાન કરતું હોય, રાત ને દિવસ એનું

જ ચિંતન, મનન, ભાવન કરતું હોય, તો એના સમાધાન માટે ધ્યાનાવસ્થામાં ભગવાન એ રૂપ લઈને આવી શકે છે, અને એ રીતે એનું સમાધાન થઈ શકે છે.

એને ભગવદ્-રૂપનું દર્શન થયું કે નહીં, એની બીજાને કલ્પના નથી આવી શકતી. પરંતુ ધ્યાન-સમાપ્તિ પછી એનો જે વ્યવહાર હશે, એના પરથી લોકોને એનો ખ્યાલ આવશે. અલબત્ત, એણે પોતાની કલ્પનાનો જ ઈશ્વર જોયો, પરિપૂર્ણ ઈશ્વર નહીં. તેમ છતાં એટલા પરથી પણ એના ચિત્તનું સ્વરૂપ બદલાઈ જશે. જેનું ચિત્ત ભગવદ્દર્શન પામેલું, અને એનાથી રસાયેલું રહેશે, એના જીવનમાં પ્રેમ અને કરુણા જોવા મળશે

એક ભાઈએ લખ્યું: 'મને ભગવાન કૃષ્ણનું સ્વપ્નમાં દર્શન થયું, સાક્ષાત્કાર થયો. એમની સાથે મારી વાતચીત થઈ, મને આશીર્વાદ મળ્યો, વગેરે વગેરે.' મેં એમને લખ્યું: સ્વપ્નમાં દર્શન થયું, એ તો આશ્વાસન માત્ર છે, સાક્ષાત્કાર નહીં. તમારાં ચિત્તનો આગ્રહ હતો કે કૃષ્ણના રૂપમાં ભગવાન પ્રગટ થાય. તેથી ભગવાને કૃષ્ણનું રૂપ લીધું, અને સ્વપ્નમાં પોતાનું દર્શન દીધું. પરંતુ જાગૃતિમાં શું થાય છે? (૧) ક્યારેય સ્વપ્ન આવે છે, ત્યારે શું એ જ આવે છે? (૨) શું તે જાગૃતિમાં પણ દેખાય છે? (૩) શું જાગૃતિમાં સતત દેખાય છે? અને (૪) શું પોતાનાથી અલગ દેખાય છે, કે પછી આપણે પોતે જ એ બની ગયા, એવું દેખાય છે? આ રીતે એક પછી એક ચાર કસોટી મેં એમની સામે મૂકીને લખ્યું, 'તેથી હવે કસોટી થઈ ગઈ, એવું તમારે ન માનવું જોઈએ અત્યાર પૂરતું આશ્વાસન મળી ગયું, એટલું માત્ર માની શકો છો.'

મેં એમને એ પણ લખ્યું કે જેવી રીતે તમને કૃષ્ણ ભક્તિના નાતે કૃષ્ણનું દર્શન થાય છે, તેવી રીતે ઈશુનું ધ્યાન ધરનારાઓને પણ ઈશુનો તેવો જ અનુભવ થાય છે સેંટ પૉલનું એક વાક્ય છે, વી પ્રીચ ક્રાઈસ્ટ ક્રુસિફાઈડ — અમે તો એ શૂળી પર ચઢાવેલ ઈશુ ખ્રિસ્તનો પ્રચાર કરીએ છીએ એટલે કે જો તમે મુરલીધર કૃષ્ણનુ ધ્યાન કરો છો, તો એની મુરલી છૂટી જવાથી તમારા ધ્યાનનો ભંગ થઈ જશે એમ લાગશે કે આ મારો કૃષ્ણ ન હોય એ તો મુરલીવાળો છે અથવા તો પહાડ ઉપાડનારો ગિરિધર છે બાલકૃષ્ણ હશે, તો મારો નહી, ગિરિધર મારો છે આવી ઉપાધિ સાથે એનુ ધ્યાન થાય છે એવા ધ્યાનના પરિણામે ઈશ્વરનો જે સાક્ષાત્કાર થાય છે, એ પણ આશ્વાસન માત્ર માનવામા આવશે

### ચમત્કારોનું મૂળ

મારી પાસે સમર્થ રામદાસનું એક ચરિત્ર આવ્યુ એમા અનેક ચમત્કાર આપવામા આવ્યા હતા મારો અભિપ્રાય માગ્યો મે લખ્યુ વિચાર તો સારો છે, પરંતુ એમા તમે જે ચમત્કાર જોડયા છે. એનો આટલો વિસ્તાર ન કરશો એને સારુ એક સ્વતંત્ર ચમત્કાર કોશ બનાવી દો ચમત્કાર નંબર એક પાણીમાથી અગ્નિ પેદા કરવો ચમત્કાર નંબર બે પથ્થરમાથી માણસ બનાવવો એવા સો, બસો, પાચસો જેટલા ચમત્કાર હોય, બધા એકઠા કરી એક કોશ બનાવવામા આવે એમનુ ચરિત્ર લખતી વખતે બાકીની જે કાઈ જાણકારી તમને ખબર હોય, તે આપો અને એટલુ લખી દો કે એમણે જે જે ચમત્કાર કર્યા, તે માટે પરિશિષ્ટ જુઓ— ચમત્કાર નંબર ૪૩, ૭૯-

વગેરે વગેરે.' આટલું જ બસ છે. દરેક ચમત્કારનું વર્ણન કરવા બેસવાની શી જરૂર છે? એક ચકલી ઊડી રહી હતી, એ મરી ગઈ, એને એમણે જીવતી કરી! આવું બધું લખવા બેસવાની શી આવશ્યકતા છે?

ચમત્કારોનું મેં ઘણું પરીક્ષણ-નિરીક્ષણ કર્યું છે. એમાં જે ગુણ વિકાસ-જન્ય હોય છે, એ જ સાચા હોય છે, લાભદાયી અને યૌગિક હોય છે, બાકી બધા કાલ્પનિક એમાં કેટલાક આશ્વાસનાત્મક પણ હોય છે. તેથી લાભદાયી હોય છે. કેટલાક નુકસાન કરનારા પણ હોય છે. તેથી ગીતામાં શ્રદ્ધાને સાત્ત્વિક, રાજસિક અને તામસિક એવી ત્રણ ભૂમિકાઓમાં વહેંચવામાં આવી છે. જ્ઞાનદેવે કહ્યું છે: श्रद्धा म्हणू न पातें जो मवे— એટલે કે શ્રદ્ધા કહેવા માત્રથી એકદમ વિશ્વાસ ન મૂકી દો. કેમકે એ ભરોસાપાત્ર નથી. જેવી રીતે બુદ્ધિને ત્રિવિધ કહેવામાં આવી છે, તેવી જ રીતે શ્રદ્ધાને પણ ત્રિવિધ માનવામાં આવી છે. મેં જે મારી ચાર શરતો, કસોટીઓ રાખી છે, એના પર જે ચમત્કાર ખરો ઊતર્યો, તે ઠીક, નહીં તો તે આશ્વાસન માત્ર જ છે એટલું જ કે તે આવ્યો અને ચાલ્યો ગયો

તેથી આકસ્મિક દર્શન સતત દર્શનના માર્ગમાં ત્યારે જ બાધક નહીં થાય, જ્યારે આપણે આકસ્મિક દર્શનને જ છેલ્લું ન માની લઈએ કયારેક-કયારેક 'સારુ' 'બહેતર'ની વિરુદ્ધ જાય છે એનું કારણ આપણી જ ગફલત છે

ચમત્કારો વિશે મારું પોતાનું એ જ વલણ છે કે ચમત્કારની એક ડિક્શનેરી બનાવી દઈએ, પણ એનો વિસ્તાર કયારેય ન કરીએ. ચાબુક મારવામાં આવી રહી હતી ભેંસને, પણ તેના ગોઢ ઊઠયા જ્ઞાનદેવની પીઠ ઉપર.

આવા ચમત્કારને તો હું માનવા માટે રાજી છું, કેમકે સમજી શકું છું કે કરુણાને કારણે જ્ઞાનદેવના ચિત્તની ભેંસના ચિત્ત સાથે એટલી એકરૂપતા થઈ ગઈ કે એની એમના પર અસર થઈ, જે કરુણામૂલક હતી. પરંતુ એક દીવાલ હતી, જ્ઞાનદેવ એની ઉપર બેસી ગયા. અને દીવાલ ચાલવા લાગી આ મારે ગળે નથી ઊતરતું આખરે દીવાલ પર બેસીને ચાલવામા શો ચમત્કાર છે? સામાન્ય ટ્રેન દોટદોટ ચાલે છે શું એ ઓછો ચમત્કાર છે? આજે એ કંઈ મોટી વાત છે? આવી વાતોનુ મને ક્યારેય આકર્ષણ નથી થયું. સામે વાળો વાઘ પર બેસીને આવ્યો, તો એનુ પણ મને થોડુંક આકર્ષણ થઈ શકે છે પરંતુ આ દીવાલ પર બેસીને ચાલવાનુ બિલકુલ જ આકર્ષણ નથી વાઘવાળાનું આકર્ષણ એટલા માટે કે એણે વાઘને અપનાવ્યો, એટલે કે વશ કરી લીધો આ શકય છે, અશક્ય નહીં

## ૭

## ભક્તિ : એક દાર્શનિક ચિંતન

ઘણા લોકોનો એવો ખ્યાલ છે કે પહેલાં માણસ આજના જંગલી જાનવર જેવો જ હતો. ઓછેવત્તે અંશે એ જાનવર જ રહ્યો. એને સૃષ્ટિ-રહસ્યનું જરાય જ્ઞાન નહોતું, અને જ્ઞાનના અભાવમા ભય લાગતો હતો વરસાદ વરસ્યો, વીજળી ચમકી, ધરતીકંપ થયો, તો એ ગભરાવા લાગતો, જ્યારે આજે ઓછો ડરે છે. ભયભીત થવાથી એનો મનોભાવ સૃષ્ટિને શરણે જવા લાગ્યો અને પછી ધીરેધીરે એ ભક્તિ તરફ વળ્યો આ રીતે કેટલાક લોકો ભયને કારણે ભક્તિ-માર્ગનો આરંભ થયો, એમ માને છે પરંતુ મને આ માન્ય નથી

### ભીતિથી નહીં, પ્રીતિથી ભક્તિનો ઉદ્ગમ

હું માનુ છું કે ભક્તિનો ઉદ્ગમ 'ભીતિ'ને લીધે નહીં, 'પ્રીતિ'ને લીધે થયો છે માણસ માટે જેટલો ભય સ્વાભાવિક છે, એનાથી ઘણી વધારે સ્વાભાવિક છે પ્રીતિ. ભય તો માણસ અને પ્રાણી બન્નેને થાય છે પરંતુ માણસને ભીતિ પહેલાં પ્રીતિનો અનુભવ થાય છે આજેય આપણે જોઈએ છીએ કે દરેક પ્રાણી માતાના ઉદરમાથી જન્મ લીધા

બાદ પડેલવંકેલા માનો પ્રેમ પામે છે આ રીત એનો પહેલો અનુભવ 'પ્રીતિ'નો જ છે 'ભીતિ'નો અનુભવ એને પાછળથી થાય છે મેં ભક્તિનાં જે સૌથી પ્રાચીન સ્તોત્ર વાંચ્યાં, એમાં ઈશ્વરને 'માતા-પિતા' કહેવામા આવ્યા છે ભક્તિ-માર્ગમાં ઈશ્વરના ભયાનક રૂપનું એટલું ધ્યાન નથી, જેટલું પ્રેમમય રૂપનું છે ઈશ્વરના અનંત ગુણોમાં કેટલાક ગુણો એવા પણ હોય છે, જે હજમ નથી થઈ શકતા, જે આપણને ભયાવહ માલૂમ પડે છે. તેથી ઈશ્વરનો ભય લાગે છે પરંતુ એ ચોક્કસ છે કે પ્રાચીન કાળમા ભક્તિનો આરંભ ભયથી નહીં, પ્રમથી જ થયો. આજે પણ આપણને ભીતિ અને પ્રીતિ બન્નેનો અનુભવ થઈ રહ્યો છે પહેલાના લોકો સૃષ્ટિનુ ભયાનક સ્વરૂપ જોઈ ડરતા હતા આજે દુનિયામા એટમ બૉંબનો ભય છવાયેલો છે. ડર ઓછો નથી થયો, પણ એનુ સ્વરૂપ બદલાયુ છે. આ રીતે ભય અને પ્રમ, ભક્તિના આ બન્ને પ્રકાર પ્રાચીન કાળથી આજ સુધી ચાલ્યા આવ્યા છે

### ભક્તિ-માર્ગ અને કર્મ-માર્ગ

હવે આ વિચારણીય મુદ્દો છે કે ભક્તિ-માર્ગ અને કર્મ માર્ગની વચ્ચે કેવો સંબંધ છે? કર્મ-માર્ગમા કર્મનુ પ્રતિફળ મળે છે—જેવુ વાવો તેવુ લણો જ્યારે ભક્તિ માર્ગમાં પરમેશ્વર પાસેથી ક્ષમા માગવામાં આવે છે તો શુ ભક્તિથી કર્મનું ફળ ટાળી શકાય છે? ના, ભક્તિ માર્ગથી કર્મનો અટલ નિયમ ટાળી નથી શકાતો તેમ છતા ભગવાન કર્મનું ફળ ભોગવવાનું ધૈર્ય આપે છે આપણે ખરાબ કામ કર્યું, તો એનુ ફળ ટાળ્યુ ટળશે તો નહીં, પણ એનું પરિણામ ચિત્ત પર ન થાય, એટલું ધૈર્ય

આપણામાં આવી જાય તો સમજવું કે બચી ગયા. ભક્તિને લીધે પરમેશ્વર આપણને કર્મ-ફળના ભયથી બચાવે છે.

એક ઉદાહરણ લો. માણસને શારીરિક બીમારી થાય છે. આપણે એવું કાંઈક કામ કરીએ છીએ, જેને કારણે રોગ થાય છે. પરંતુ રોગ થવાથી માણસ એકદમ હિમ્મત હારી બેસે છે. એવે વખતે જો ઈશ્વર-ભક્તિનો આશ્રય લેવામાં આવે, તો એના ચિત્તને પ્રસન્નતા અને શાંતિ મળે છે. એ એમ વિચારવા લાગે છે કે આ રોગ દ્વારા મારું શુદ્ધિ-કાર્ય થઈ રહ્યું છે તાપ તો હોય છે, પણ તેનો એને અનુભવ થતો નથી. બલ્કે એવો જ અનુભવ થાય છે કે ઈશ્વર પાસેથી હું કાંઈક મેળવી રહ્યો છું. ભગવત્-પ્રેરણા ઉપર માનવની આ શ્રદ્ધા, એ જ 'ભક્તિ' છે ભક્તિનો અર્થ એ નહીં કે આપણને કોઈ વરદાન મળી જાય, એવું આપણે ઇચ્છીએ. ટૂંકમાં, ભક્તિનો અર્થ એવો દઢ વિશ્વાસ કે ઈશ્વરની યોજનામાં આપણને જે સુખદુઃખના અનુભવ થાય છે, તેમાં બધામાં ઈશ્વરની દયા જ કામ કરી રહી છે. સુખદુઃખના બન્ને અનુભવથી આપણું ભલું જ થવાનું છે.

ભક્તની ભૂમિકા એ જ છે કે તે સુખ કે દુઃખમાં, કર્મના સારા કે નરસા ફળમાં— બન્નેમાં ભગવાનની કૃપા જ માને છે, અને કહે છે કે આ બધું ભગવાનની યોજનાથી થયું છે. જેમ સુદામાને ભગવાન પાસેથી પ્રત્યક્ષ કાંઈ ન મળ્યું, તો પણ એણે કહ્યું કે 'આ તો પ્રભુની કૃપા થઈ,' અને જ્યારે જોયું કે કાંઈક મળ્યું છે, તો કહ્યું : 'આ પણ પ્રભુની કૃપા છે' નરસી મહેતાની પત્ની મરી ગઈ તો એણે ગાયું :

ભલું થયું ભાંગી જંજાળ,
સુખે ભજીશું શ્રી ગોપાળ !

આ જ હાલત તુકારામની પણ રહી. સુખ અને દુઃખમાં ભક્તના મનની સમતા કાયમ રહે છે, અને તે એને અત્યંત સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે, જે યોગીને માટે પણ અત્યંત કઠણ છે. મનને દરેક હાલતમાં સમત્વયુક્ત રાખવું એ લોઢાના ચણા ચાવવા જેવું છે પરંતુ ભક્તિમાર્ગમાં તો જે કાંઈ સુખ-દુઃખ પ્રાપ્ત થાય છે, તે બધું જ 'હરિ-પ્રસાદ' માની લેવામાં આવે છે. તેથી ત્યાં મનની સમતાની યુક્તિ સધાય છે, જે કર્મ-માર્ગ અને જ્ઞાન-માર્ગમા મુશ્કેલ બની જાય છે. કેટલાક લોકો એવા પણ હોઈ શકે છે જેમને ભક્તિ-માર્ગ— પ્રેમ-માર્ગ કરતાં જ્ઞાન-માર્ગ, ચિંતન અને ધ્યાન વધારે સરળ માલૂમ પડે તેમ છતાં એ તો કેટલીક વિશેષ વ્યક્તિઓ માટે છે સર્વ-સામાન્યની દૃષ્ટિએ જોવા જઈએ, તો એને માટે ભક્તિ-માર્ગ જ સરળ છે

ભક્તિ-માર્ગમાં તમને આદત પડી જાય છે કે સામે જે ચાલી રહ્યું છે, એને 'ભગવાનની લીલા' સમજવી. જ્ઞાન-માર્ગી કહે છે કે એ બધું સ્વપ્ન છે, મિથ્યા છે. કર્મમાર્ગી કહે છે કે એ બધું પરિસ્થિતિનુ પરિણામ છે. પરંતુ ભક્તિ-માર્ગી કહે છે કે આ બધો ખેલ છે, નાટક છે. પરમેશ્વર અનેક રૂપ ધારણ કરી લીલા કરી રહ્યો છે.

આમ જોવા જઈએ તો એને ખેલ માનવો જ કઠણ છે. ભક્તિ-માર્ગ સરળ છે, એનો અર્થ એ નહીં કે એમાં કાંઈ કરવું પડતું નથી, અથવા કાંઈ સહન કરવું પડતું નથી. વાસ્તવમાં એમાં અત્યંત વધારે ત્યાગ કરવો પડે છે, પણ તેની ખબર પડતી નથી. ભક્તિ-માર્ગમાં કષ્ટ પણ 'આનંદ'નો

એક ભાગ બની જાય છે. તાપ ‘ તપ ’ બની જાય છે જેમ મા બાળક માટે કેટલો બધો ત્યાગ કરે છે, પણ એને લીધે એના મનમાં અત્યંત રાજીપો જ થાય છે. જ્યાં પ્રેમનો અનુભવ થાય. ત્યાં કષ્ટ નથી થતું એમ નહીં, પણ તે કષ્ટ જેવું લાગતું જ નથી કષ્ટમા પણ આનંદનો અનુભવ થાય, એ જ ભક્તિમાર્ગની અપૂર્વ યુક્તિ છે

### ભક્તિમાર્ગનો સાર : સર્વત્ર હરિદર્શન

હિંદુસ્તાનમા નામ-સ્મરણ કરવાનો અને સવાર-સાજ ભગવાનને યાદ કરી લેવાનો તથા ઈશ્વર પર શ્રદ્ધા રાખવાનો જે ભક્તિ-માર્ગ ચાલ્યો છે, એ પ્રાથમિક સ્વરૂપનો છે એના આધારે આપણે આગળ વધી શકીએ છીએ એમાં જ ભક્તિ-માર્ગનું સાર-સર્વસ્વ નથી ભક્તિ માર્ગનો સાર તો એ વાતમા છે કે દિ' આખો આપણને જે જે વ્યક્તિ મળે, તેના વિશે એવો જ અનુભવ થાય કે ભગવાનનુ જ દર્શન થઈ રહ્યું છે ભાગવતમા લખ્યું છે કે નદી, પહાડ, પાણી, જે કાઈ દેખાય, તે બધાને હરિ શરીર માનો તેથી બધામા ભગવત્-દર્શન કરવું એ જ ભક્તિ-માર્ગ યા ભાગવત-ધર્મની મુખ્ય પ્રક્રિયા છે

સોનાના કુંડળ, બાજુબંધ વગેરે જુદા જુદા આકારના હોય છે, પણ સોનુ તો સોનુ જ છે જો સોનાનુ ઘરેણું વાકું હોય, તો બાળક એને વાંકું સમજી ફેંકી દે છે પરતુ જે એને ઓળખે છે, એ એને લઈ ને રાખશે, અને કહેશે કે આ તો સોનું છે આ જ રીતે ઈશ્વરતત્ત્વ ગ્રહણ કરવાનો અભ્યાસ થઈ જાય, તો બધામાં ભગવાનના જાતજાતના રૂપ જેવા મળશે

## ભક્તિ-માર્ગ સરળ શા માટે ?

જ્ઞાન-માર્ગમાં એ સમજવાનો અભ્યાસ કરવો પડે છે કે આખી દુનિયા મિથ્યા છે. ત્યારે ભક્તિમાર્ગમાં સમજવું પડે છે કે બધું જ કાંઈ ભગવાનનું જ સ્વરૂપ છે. આ રીતે જ્ઞાન-માર્ગ અભાવાત્મક છે, તો ભક્તિ-માર્ગ ભાવાત્મક છે. અભાવ કે શૂન્ય ઉપર આરૂઢ થવું કઠણ છે, પરંતુ ભાવ પર, પૂર્ણ પર આરૂઢ થવું કાંઈક સરળ છે. આ બધુ પૂર્ણ છે : પૂર્ણમદઃ પૂર્ણમિદમ્— એમ માનવું સરખામણીમા સહેલું છે. પરંતુ શૂન્યમદઃ શૂન્યમિદમ્ માનવું કાંઈક કઠણ છે એમાં પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે : પૂર્ણને બતાવવા માટે શૂન્યનો જ ઉપયોગ કરવામાં આવે છે ! એનો અર્થ એ થયો કે પૂર્ણ અને શૂન્યનું એક જ ચિહ્ન છે અર્થાત્ બન્ને માર્ગ એક જ મુકામ પર પહોંચે છે એકની પદ્ધતિ અભાવાત્મક ( નેગેટિવ ) છે, તો બીજાની ભાવાત્મક ( પોઝિટિવ ) કોઈને આ સધાય છે, તો કોઈને પેલું. તેમ છતાં સામાન્ય રીતે એમ કહી શકાય છે કે ભક્તિ-માર્ગ આસાન છે, જ્ઞાન-માર્ગ એટલો આસાન નથી એ રીતે કર્મ-માર્ગ પ્રકૃતિ-પરાયણ, જ્ઞાનમાર્ગ આત્મ-પરાયણ તો ભક્તિમાર્ગ પ્રભુ-પરાયણ હોય છે

કેટલાક લોકો કહે છે કે અમે ઈશ્વરને નથી માનતા. હું કહું છું, ઠીક છે, ન માનો પરંતુ ઈશ્વર તમને માને છે. દીકરો માની પરવા ન કરે, પણ મા બાળકની સંભાળ લેતી રહે, તો કાંઈ વાંધો નહીં ઈશ્વર તમારી પરવા કરે છે, તો તમને કોઈ ખતરો નથી તેથી કર્મ-માર્ગ અને જ્ઞાન-માર્ગથી આપણે બચી શકીએ છીએ. પણ ઈશ્વરથી બચવું કઠણ છે, એમ મને લાગે છે.

### ખૂટતું નામથી

ભક્તિ-માર્ગમા નામસ્મરણ એક ઘણું મોટું સાધન છે. નામ-સ્મરણ એટલે કે પોતાના દરેક કામનો ઈશ્વર સાથે સંબંધ જોડવો. આપણે કર્મ તો કરીએ છીએ, પણ તેમાં કાંઈક ને કાંઈક ઊણપ રહી જાય છે, તો નામ-સ્મરણથી એની પૂર્તિ થાય છે. તેથી જ તો મેં એક સૂત્ર બનાવ્યું : नाम्ना साद्‌गुण्यम्— ખૂટતું નામથી. પોતાના કામોમાં જે વૈગુણ્ય કે ન્યૂનતા રહી જાય છે, એની પૂર્તિ નામ સ્મરણથી થાય છે

### નિષ્ઠા ભક્તિનો અફર પર્યાય

આમ જોઈએ તો કર્મ અને જ્ઞાનની કક્ષામા 'ભક્તિ' નથી આવતી, ભક્તિનું રૂપ જ જુદું છે ઉપાસના એટલે માનસિક કર્મ ભક્તિનો અર્થ છે, ક્રિયારૂપે જે કરવામા આવે તે આ રીતે ભક્તિ કર્મરૂપ બની જાય છે કર્મયોગ નિષ્ઠામાં પણ ભક્તિ આવી જાય છે શંકરાચાર્યે કહ્યું છે કે જે ઈશ્વરને અર્પણ કરવામા આવે છે, તે કર્મ છે આ રીતે ઉપાસનાના અર્થમા ભક્તિ કર્મની સાથે જોડાયેલી છે, તો નિષ્ઠાના અર્થમા તે અંતિમ વસ્તુ છે જ્ઞાનયોગ અને કર્મયોગ પણ આ જ નિષ્ઠાના બે પ્રકાર છે એક તો કર્મયોગ કરતા કરતાં નિષ્ઠા પ્રાપ્ત થાય છે બીજી ચિંતન કરવાથી નિષ્ઠા પ્રાપ્ત થાય છે આ 'નિષ્ઠા' શબ્દ જ ભક્તિનો પર્યાય છે, અને એની પ્રાપ્તિના આ બે પ્રકાર છે

### ત્રણે એષણાઓ ત્યાજ્ય

માણસમા ત્રણ પ્રકારની એષણા હોય છે. (૧) પુત્ર-એષણા, (૨) વિત્ત એષણા, (૩) લોક-એષણા ત્રણે એષણાઓનો પરિત્યાગ કરવાથી જીવનમા ભક્તિનું સમગ્રરૂપ

વ્યક્ત થાય છે. આમ તો ભક્તિના માર્ગ પર અનેક લોકો આગળ વધ્યા છે તેમાંથી પ્રથમ બે એષણા તો અનેકોએ છોડી, પણ તેઓ લોક-એષણા છોડવામાં સફળ ન થઈ શક્યા લોક આપણને ભલા કહે, સર્વત્ર પોતાની વાહવાહ થાય, બધા આપણને માન-આદર આપે, એ એક ઘણી મોટી એષણા છે. સામાન્ય માણસને આનાથી કર્તવ્યની પ્રેરણા મળે છે, અને આનાથી તેને પીઠબળ પણ મળે છે પરંતુ પરમેશ્વરની ભક્તિમાં આ વસ્તુ માણસનુ બળ નહીં, દુર્બળતા બની બેસે છે ! આ દુર્બળતા ઉપર જેમણે વિજય મેળવ્યો, તેઓ જ ભક્તિની કસોટી પર ખરા ઊતર્યા— એમની ભક્તિ-સાધના સફળ થઈ ગઈ મીરાબાઈ, તુલસીદાસ, સંત કબીર વગેરે ભક્તોની પોતપોતાના જમાનામા લોકો દ્વારા બેઇજ્જતી જ થઈ તેમ છતા તેમણે પ્રભુની ભક્તિ ન છોડી

## ભક્તિના ભેદ

ભક્તિ બે પ્રકારની હોય છે : એક મર્યાદા-ભક્તિ અને બીજી પુષ્ટિ-ભક્તિ મર્યાદા-ભક્તિમા લોક-વ્યવહારને પ્રધાનતા મળે છે, તો પુષ્ટિ-ભક્તિમા અંતઃપ્રેરણાને અંતઃપ્રેરણા પર આધારિત પુષ્ટિ-ભક્તિમા છેવટે જતા મર્યાદાઓ તૂટી જાય છે મીરાંબાઈ, આંડાલ, જનાબાઈ, મુક્તાબાઈ, વગેરે પુષ્ટિ-ભક્તિ કરનારા ભક્ત છે એમણે વિદ્રોહપૂર્વક ભક્તિનો ઝંડો ઊંચો રાખ્યો : 'હુ તો જનમ-જનમ હરિની દાસી છુ, મને બીજો કોઈ દાસી નહીં બનાવી શકે !' આઝાદીની આ મસ્તી પરમેશ્વરના અનન્યશરણ ભક્તને જ પ્રાપ્ત થાય છે ભક્તના આત્માને કોઈ ગુલામ નથી બનાવી શકતો

### ભક્તિનો કાર્યક્રમ

આજ સુધી હિંદુસ્તાનનો ભક્તિ માર્ગ મૂર્તિ-ધ્યાન પરાયણ જ રહ્યો છે પરંતુ હવે જમાનો આવ્યો છે કે ભક્તિ માર્ગે પોતાનું મુખ્ય સ્વરૂપ સેવા પરાયણ જ બનાવવું પડશે જ્યાર દેશના લોકો ભૂખ્યા નાગા અને રોગથી પીડિત છે, ત્યાર એમની સેવામા લાગી જવું એ જ ભક્તિનો સર્વોત્તમ કાર્યક્રમ છે સેવા-પરાયણતા જ ભક્તિમાર્ગનો આત્મા છે બીજાને આપણે સ્વામી માનીએ, અને એના સેવક બનીએ ભક્તોએ ખૂબ જ નમ્ર બનવું જોઈએ હવે પછી આપણે વ્યક્તિની સેવા અને સમાજની ભક્તિ અપનાવવી પડશે

## ૮

## સત્ય અને અસત્ય : મૌલિક ગુણ-દોષ

ક્યારેક ક્યારેક સત્યની વ્યાખ્યા પૂછવામા આવે છે પરંતુ તેમ પૂછવું જ ખોટું છે એક વખત એક ભાઈએ પૂછ્યુ કે 'સત્ય શું છે?' મેં કહ્યું 'સત્ય છે ખજૂર!' એ સમજ્યા કે હુ મજાક કરી રહ્યો છું પછી મેં કહ્યું: 'જો તમને લાગે કે સત્ય ખજૂર નથી, તો બદામ સમજી લો' આ વાત પણ એમને ગળે ન ઊતરી ત્યારે મેં કહ્યું: 'એમ લાગે છે કે, સત્ય શી ચીજ છે એ તમે જાણો છો કારણ, હું જે-જે ચીજનુ નામ લઉં છું તે તમને ગળે નથી ઊતરતું તો તમે જ બતાવો કે સત્ય શું છે? તે અનુસાર હુ વ્યાખ્યા કરીશ— સત્યની વ્યાખ્યા પણ સત્યની કસોટી પર કસવામાં આવશે'

હકીકતમા સત્યની કોઈ વ્યાખ્યા જ નથી થઈ શકતી સત્ય પોતે જ સ્પષ્ટ છે, એટલું સ્પષ્ટ બીજું કોઈ તત્ત્વ દુનિયામાં નથી અહિંસાની વ્યાખ્યા કરવા જઈએ, તો ઘણી તકલીફ થાય છે પરંતુ સત્યની બાબતમા એવું નથી.

સત્ય એટલે 'છે' સંસ્કૃતમા સત્યનો અર્થ 'નૈતિક સત્ય' (મોરલ ટ્રુથ) કરે છે. કોઈ પણ ચીજની વ્યાખ્યા

કરવી હોય, તો સત્ય જ એનો આધાર છે. અમુક માણસ સત્યવાદી છે, તો નૈતિક દૃષ્ટિએ સત્યની વ્યાખ્યા કરી શકાય છે પરંતુ પરમ સત્ય ( સુપ્રીમ ટ્રુથ )ની વાત હોય, તો એની વ્યાખ્યા નથી કરી શકાતી

જેની મારફત અંતરાત્માને આપણે ઓળખીએ છીએ અને જેનાથી અંતરાત્માનુ સમાધાન થાય છે, એ જ સત્ય છે જ્યાં અંતરાત્માને અસમાધાન થાય કે ધક્કો લાગે છે, ત્યા અસત્ય છે અર્થાત્ અંતરાત્મા જ સત્ય અસત્યનો સાક્ષી છે

અનુભૂતિઓ જુદી જુદી હોઈ શકે છે કોઈ ધાડ પાડનારો કહી શકે કે મેં આ કામ મારાં બાળબચ્ચાં માટે કર્તવ્ય ભાવનાથી કર્યું પરંતુ એ બરાબર નથી, કેમકે સત્યમાં સમત્વ હોય છે આ બીજી ઓળખ છે સત્યમા સંતુલન ( બૅલેન્સ ) છે ત્યાં ચિત્તનો અહીં-તહીં ઝુકાવ નથી હોતો સત્યમા સમદર્શન છે, સમાધાન છે, અન્ત' સમાધાન છે તારા અંતરમા એક અવાજ ઊઠે છે, એની સાથે તું ચાલે છે, તો સત્ય પર ચાલે છે, એમ થશે પછી તો તારે ગંગા જવાની, તીર્થ નહાવાની જરૂર નથી ન્યાયનો નિર્ણય કરતી વેળા ન્યાયાધીશ સત્યને વળગી રહેવાની કોશિશ કરે છે જ્યાં <u>સમત્વયુક્ત</u> નિર્ણય થાય છે, ત્યા સત્ય છે સત્ય સારુ <u>સમત્વ</u> આવશ્યક છે

### જીવનનો સત્ય સાથે સંબંધ

હવે જીવનનો સત્ય સાથે શો સંબંધ છે, તે જોઈએ જીવનનું સ્વરૂપ છે *सत्य-साधनम* । આનો મેં એક શ્લોક જ બનાવી દીધો છે :

वेद-वेदान्त-गीतानां विनुना सार उद्धृत ।
ब्रह्म सत्य जगत् स्फूर्ति जीवन सत्य साधनम ॥

ગાંધીજીએ 'સત્યના પ્રયોગો' કહ્યા હું પ્રયોગને બદલે 'સત્યની ખોજ' શબ્દ પસંદ કરું છું. 'પ્રયોગ' વિજ્ઞાનનો શબ્દ છે. સત્યનો એક એક અંશ હાથમાં આવે છે. પૂરું સત્ય એક સાથે હાથમાં નથી આવતું એટલે આ ખોજ છે.

હવે સત્ય શી રીતે પ્રાપ્ત થાય, એ સવાલ છે. ગાંધીજીએ કહ્યું હતું કે સત્ય અહિંસાથી પ્રાપ્ત થઈ શકે છે. મારો વિચાર છે કે સત્ય પ્રાપ્ત થાય છે નમ્રતા, તટસ્થતા અને અનાગ્રહથી નમ્રતા અને અનાગ્રહ હોય, તો સત્ય હાથમાં આવી જાય છે વિજ્ઞાનમા આ જ વાત છે. એમાં અનાગ્રહ હોય છે. પ્રયોગમા જે સાચું સિદ્ધ થશે, એ જ સત્ય માનવામાં આવશે

સત્ય મૌલિક ગુણ

સત્ય એક પાયાનો ગુણ છે, મૌલિક ગુણ છે. સત્ય સૌથી શ્રેષ્ઠ નીતિધર્મ છે એક તરફ કેવળ નીતિશાસ્ત્ર અને બીજી બાજુ કેવળ સત્ય હોય, તો બન્નેની તુલનામાં સત્યનું પલ્લું જ નમશે તેથી બીજા બધા નીતિ-ધર્મ સત્યની તુલનામાં ગૌણ છે. આત્મ-પ્રાપ્તિને માટે સત્ય અત્યન્ત મહત્ત્વની વસ્તુ છે. સત્યનો અર્થ કેવળ વાણીનું સત્ય નહીં, મનસા-વાચા-કર્મણા સત્ય છે માનવનું જીવન સત્ય પર ખડું રહેશે, ત્યારે જ એને આત્માનાં દર્શન થશે. પરમેશ્વર સુધી પહોંચવાનો માર્ગ સત્યથી જ બનેલો છે.

સત્ય એક પાયાની ચીજ છે. મહાપુરુષોમાં કેટલાક દોષો હોય છે આપણે સાંભળ્યું છે કે ઋષિ ક્રોધ કરે છે. પરંતુ કોઈ જુઠ્ઠા હોય અને તેમ છતાં સત્પુરુષ હોય, તેવું

નથી બની શકતુ પ્રાચીન કાળથી અત્યાર સુધી સત્યને મહત્ત્વ આપવામા આવ્યું છે, અને તેને પાયાની ચીજ માનવામા આવી છે

### બારે મોટા અપવાદ

પરતુ પાયાનો અર્થ જ્યા મહત્ત્વ આપવુ એવો થાય છે, ત્યા મામૂલી એવો અર્થ પણ થાય છે જેમ કે બુનિયાદી શાળા એટલે પ્રાથમિક શાળા એ જ દૃષ્ટિએ લોકો માને છે કે સત્ય તો પહેલા દરજ્જાનો ગુણ છે, કૉલેજનો નહી તેથી તેઓ અસત્યને પોતાના જીવનમા સ્થાન આપે છે! જેમનો બધો વ્યવહાર અસત્ય પર જ ચાલે છે, તેઓ પણ ઇચ્છે છે કે સ્કૂલોમા સત્ય જ શિખવાડવામા આવે, અસત્ય નહી આ રીતે આપણે હમણા સત્ય કેવળ બાળકો અને સન્યાસીઓ માટે જ અલાયદુ રાખ્યુ છે બાકી બધા માટે એનો અપવાદ છે આ અપવાદ એટલા વધારે છે કે સસ્કૃત વ્યાકરણમા જેમ નિયમ કરતાયે વધારે લાબી સૂચી અપવાદોની બને છે, તેમ અપવાદરૂપે રાજનીતિ, વ્યાપાર, અદાલત અને લગ્નમા પણ અસત્ય ચાલે છે એવી દલીલ પણ કરવામા આવે છે કે એને અસત્ય જ ન કહેવુ એટલે કે એ લોકો અસત્યની વ્યાખ્યા જ બદલી નાખવા માગે છે!

### મુખ્ય દોષ અસત્ય

વાસ્તવમા સત્યને મૌલિક ( એલીમેન્ટરી ) ગુણ માનવો પણ પર્યાપ્ત નથી જો નીતિશાસ્ત્રમા એ વિચાર રૂઢ બની જાય કે સત્ય જ એક નૈતિક તત્ત્વ છે, બાકી બધા નૈતિક તત્ત્વ ( ગુણ ) નહી, સામાન્ય જ ગુણ કે દોષ છે, તો સમાજમા તરત જ સુધારો થઈ જાય અને આધ્યાત્મિક સાધનામાં મદદ મળે માનવ દડથી બચવા માટે પ્રયત્ને છુપાવે છે

એ રીતે છુપાવવું એ પણ કુશળતા માનવામાં આવે છે આજે ચોરી, શરાબ, વ્યાભિચાર, અને ખૂનની મહાપાતકોમ ગણના થાય છે. બાકી બધાં ઉપપાતક, ગૌણપાતકે માનવામાં આવે છે. પરંતુ મને લાગે છે કે આપણી સાધન ત્યાં સુધી આગળ નહીં વધી શકે, જ્યાં સુધી આપણે એ ન સમજીએ કે દુનિયામાં જેટલા કાંઈ દોષ છે, બધા ગૌણ છે અને મુખ્ય દોષ છે અસત્ય. અસત્ય જ એક નૈતિ દોષ છે, બાકી બધા વ્યાવહારિક દોષ છે, એવી વૃત્તિ સમાજમાં સ્થિર થઈ જાય, તો નક્કી આજની ઝંઝટોથી આપણે મુક્ત થઈ જઈશું.

### બધાં પાપ : માનસિક રોગ

ધારો કે કોઈ માણસ બીમાર પડે છે. એ માણસ તે બીમારીને પ્રગટ કરે છે, કેમકે પ્રગટ કરવાથી રોગ સમજમા આવી જાય છે પછી એને કડવી દવા પિવડાવે છે, અથવા ક્યારેક ક્યારેક ઑપરેશન પણ કરે છે. એ દર્દીને આપણે સજા નથી કરતા. જે કરીએ છીએ તે તો ટ્રીટમેંટ છે, ઉપચાર છે, સેવા છે. એનાથી એને બીમારીમાંથી મુક્તિ મળી જાય છે. પરંતુ કોઈએ કાંઈ ખોટું કામ કર્યું કે જેની દુનિયામાં નિંદા થતી હોય, તો તે એને છુપાવે છે. આ રીતે માનસિક દૂષણો છુપાવી રાખવાથી એના નિવારણનો રસ્તો નથી જડતો, તેમા બીજાની મદદ પણ નથી મળી શકતી. તેથી હુ ઇચ્છું છું કે સમાજમાં એ વિચાર રૂઢ થઈ જાય કે જેટલાં પાપ માનવામાં આવે છે, તે બધાં શરીરના સ્થૂળ રોગો જેવા જ માનસિક રોગ છે.

આપણે રોગીઓની ઘૃણા નથી કરતા, બલ્કે એમની તરફ દયાની દૃષ્ટિએ જોઈએ છીએ. ઇસ્પીતાલમાં પણ કોઈને

કોઈ ગભીર રોગ થયો હોય, તો બધા એની તરફ ઘૃણાથી નહી, બલ્કે દયાની દૃષ્ટિથી જુએ છે એ જ રીતે આ માનસિક દૂષણો તરફ ઘૃણાની દૃષ્ટિને બદલે દયાની દૃષ્ટિએ જોવામા આવે, તો સમાજ જલદી સુધરશે સમાજમા જ્યારે દોષો પ્રત્યે ઘૃણા નહી હોય, ત્યારે જ તે ઓછા થશે

કેટલાક લોકોને લાગે છે કે સમાજમાથી દડ આપવાની વ્યવસ્થા નાબૂદ થશે, તો માણસના દોષો ખૂબ વધી જશે પરતુ એ વિચાર ખોટો છે આજે શિક્ષા થવાને કારણે બધા દોષોને દબાવવાની, છુપાવવાની પ્રવૃત્તિ વધી છે શિક્ષાને લીધે અતશુદ્ધિ નથી થતી, પરિણામે દૂષણો ફેલાય છે

### એક માત્ર સાધના

તેથી મારી માન્યતા એવી છે કે બધા લોકોએ, અને ખાસ કરીને આધ્યાત્મિક સાધના કરનારાઓએ તો સત્યને ક્યારેય છુપાવવું જ ન જોઈએ મારી દૃષ્ટિએ તો બધા સદ્ગુણોમા સૌથી મોટો સદ્ગુણ સત્ય છે પરતુ એમ હોય કે ન હોય, પણ બધા દુર્ગુણોમા અસત્ય તો સૌથી વધારે ખરાબ દુર્ગુણ છે જ, એમા કોઈ શક નથી આ જ સર્વોત્તમ સાધના બની રહેશે આ જ પ્રાથમિક, વચગાળાની અને અતિમ સાધના થશે આ જ એક માત્ર સાધના થશે ઉપનિષદમા ઋષિ કહે છે

> हिरण्मयेन पात्रेण सत्यस्यापिहित मुखम ।
> तत् त्व पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

અર્થાત્ સત્યનુ મુખ હિરણ્મય પાત્રથી ઢકાયેલુ છે હુ સત્યધર્મા છુ તેથી હે પ્રભો, તે અસત્યનો પરદો દૂર કરી દો ' આ જ સર્વોત્તમ, અથવા સર્વપ્રથમ સાધના છે

## આરંભ ક્યાંથી ?

આ સાધનાનો આરંભ ઘર અને નિશાળથી થાય. આજે તો થાય છે એવું કે છોકરાઓ માતા-પિતાથી પોતાનો દોષ છુપાવે છે, અને મિત્રોની વચ્ચે અજ્ઞાનને લીધે પ્રગટ કરે છે. મિત્ર તો બચાવનારા નહીં, ખેલનારા હોય છે. તેમ છતાં છોકરાઓ માતા-પિતા પાસે પોતાના દોષ એટલા માટે પ્રગટ નથી કરતા કે એમણે કયારેક એ દોષોને માટે એમને પીટ્યા હશે, ડરાવ્યા-ધમકાવ્યા હશે. જો કોઈનાથી કાંઈક દોષ થયો, તો 'કાંઈ નહીં' એમ માનવું જોઈએ, અને એને કહેવું જોઈએ કે બીજી વાર આવું ન કરીશ. આ રીતે ઉદાર વૃત્તિ રાખવી જોઈએ. આમ સત્યનો આરંભ ઘર અને નિશાળથી થવો જોઈએ. નિશાળમાં પણ દંડ કે મારપીટ ન થવી જોઈએ. કેવળ ઘર અને શિક્ષણમાં જ નહીં, બલ્કે નીતિશાસ્ત્ર અને અધ્યાત્મમાં પણ સત્ય હોવું જોઈએ. નીતિશાસ્ત્ર અને અધ્યાત્મ બીજા સેંકડો ગુણો પર ભાર મૂકે કે ન મૂકે, પણ એમણે એટલું અવશ્ય કહેવું જોઈએ કે સત્ય જ મુખ્ય વસ્તુ છે.

## સત્ય અને નિર્ભયતા

સત્યની પૂર્તિમાં બીજા પણ ગુણ આવે છે. સત્ય-રક્ષા માટે નિર્ભયતા જરૂરી જણાય છે. જે કાંઈ થવાનું હોય તે થવા દો, કોઈ આપણી ગમે તેટલી નિંદા કરે, આપણે સત્ય જ બોલીશું', એવા નિશ્ચય કરનારાઓની આજે સમાજમાં અત્યંત-આવશ્યકતા છે. વાસ્તવમાં સત્ય તો સ્વાભાવિક છે. બાળકોને જ્યારે શિખવાડીએ છીએ કે 'સત્ય બોલો,' ત્યારે તેઓ અસત્ય શી ચીજ છે, તે શીખી જાય છે. પછી તેઓ પૂછે છે કે 'સત્ય બોલવું એટલે શું ?' ત્યારે એમને

અસત્યનો પરિચય કરાવવો પડે છે સત્ય આટલું બધું સ્વયં સ્પષ્ટ છે, તેમ છતાં આજે સમાજની હાલત ઊલટી છે!

નિર્ભયતાનું મહત્ત્વ અવશ્ય આજે વધી ગયુ છે બાપુએ પણ એને મહત્ત્વ આપ્યું હતું ગીતાએ પણ અભયને બધા ગુણોનો સેનાપતિ ગણાવ્યો છે. પરંતુ ઝીણવટથી જોવામાં આવે તો અભય એ સત્યની રક્ષા માટેની એક યુક્તિ જ છે આજની સમાજરચનામા અભય વિના સત્યની રક્ષા નથી થઈ શકતી તેથી આજે અભયને આવું સાર્વભૌમ મહત્ત્વ મળ્યું છે તેમ છતાં વાસ્તવમાં સત્ય જ સર્વપ્રથમ ગુણ છે

## ૯

# ચિત્ત - મીમાંસા

દુનિયામાં આજે સામાજિક, રાજનૈતિક અને આર્થિક ક્ષેત્રમાં ઘણાં આંદોલનો ચાલે છે જો કે તે બધાં વર્તમાન સમાજરચનાને તો જેમની તેમ સ્વીકારી લે છે. પરંતુ વિજ્ઞાનયુગમાં આવાં આંદોલનો નકામાં સાબિત થશે. હા, કેટલાંક આંદોલનો એવાં પણ ચાલે છે. કે જે સમાજરચનાનો પાયો જ બદલી નાખવા માગે છે, 'હું'ની જગ્યાએ 'અમે'ની સ્થાપના કરવા માગે છે, કુટુંબને મોટું બનાવવા અને સમસ્ત વિશ્વને એક કુટુબ બનાવા માગે છે. આવાં આંદોલનોનો પાયો છે, નવું મન, પરિવર્તિત મન. જૂનું મન એ છે, જે જૂની ઢબે વિચારે છે. રાગ-દ્વેષ, માન-અપમાન, ઊંચ-નીચભાવ, અહંકાર, વાસના વગેરે કાયમ રાખીને વિચારવાની ચિત્તની એ આદત છોડાવવી જોઈએ. ચિત્તને એક નવો પરિવેશ પ્રાપ્ત થાય. તે વિકારોમાં ફસાવાને બદલે નિર્વિકાર ભૂમિકામાં રહે, અને આત્મામાં રહેલા શક્તિ-સ્રોતનો એને સ્પર્શ થાય. આ પ્રકારના ચિત્તનો નમૂનો ક્યાંક જોવા મળે, તો તે વિશ્વમાં ફેલાઈ શકે છે. આજે વિશ્વને એની ભૂખ છે.

### મુક્ત ચિત્ત

ચિત્તની અનેક શક્તિઓ છે આપણે એ બધી ચૈતસિક શક્તિઓથી પર થઈ જવાનુ છે સૌથી મોટી આધ્યાત્મિક વસ્તુ એ માનવામા આવશે કે જેમ આપણે ઘડિયાળથી ભિન્ન છીએ, એવી જ રીતે ચૈતસિક શક્તિઓથી પણ બિલકુલ ભિન્ન છીએ, એવો અનુભવ કરીએ ધારો કે ઘડિયાળનો ઉપયોગ છે, તેથી ઘડિયાળ તરફ ધ્યાન આપ્યુ અને એનો ઉપયોગ કર્યો ઘડિયાળ બનાવી તે સારું કામ કર્યું, દુનિયાને માટે ઉપયોગી જ કામ કર્યું, પરંતુ કોઈ આધ્યાત્મિક કામ કર્યું એવુ નથી માનવામા આવતું એ જ રીતે ચૈતસિક શક્તિઓ વિષે પણ વિચારવું પડશે એ શક્તિઓનો કાંઈક સદ્ઉપયોગ કરવામાં આવે છે, તો કાંઈક દુરુપયોગ પણ જેવી રીતે વિજ્ઞાનના પણ બન્ને ઉપયોગ થઈ શકે છે એ પણ શોધ છે અને વિજ્ઞાનનો જ એક વિષય છે કોઈ એનું વિજ્ઞાન બનાવે અને શોધ પ્રયોગ કરે તો કરે પરતુ એટલુ પાકકું ધ્યાનમા રહે કે એનો અધ્યાત્મ સાથે કોઈ સંબંધ નથી તેથી એ ચિત્ત કરતાં પોતે જુદો છે, એવો અનુભવ આપણે કરવો જોઈએ કામ કરતા-કરતા બધા કામોથી ચિત્તને અલગ રાખવાનો અભ્યાસ કરવો જોઈએ આ માત્ર વાત કર્યા કરવાથી નહીં સધાય, એ દિશામાં ચિત્તને ગતિ આપવી પડશે

### નિવૃત્ત ચિત્ત

આને માટે ચિત્તને નિર્લિપ્ત રાખવાની કોશિશ કરવી પડશે ચિત્ત સતત જાગરૂક રહે, અને એનો માત્ર પ્રયત્ન થાય એ પ્રયત્ન ક્રિયા ન બને જ્યાં ક્રિયા આવશે, ત્યાં

વૃત્તિ આવી જશે. આપણે ઇચ્છીએ છીએ કે વૃત્તિ નહીં, સ્થિતિ રહે. 'હું માણસ છું', એનો આપણે જપ નથી કરવો પડતો. એ સહજ સ્મૃતિ છે. જો કે એ સ્મૃતિ નિદ્રા અને મૃત્યુમાં નથી રહેતી, તેથી એ પણ માણસની સર્વથા મૂળભૂત સ્થિતિ નથી. પરંતુ નિરંતર અધ્યાસને લઈને માનવને માટે 'માનવતા' સ્વાભાવિક થઈ ગઈ છે. એ ચિત્ત પર બોજ નથી બનતી.

### અજ્ઞાનનું જ્ઞાન

માનવને માટે વાણી ઈશ્વરની દેણ છે. એ પણ આત્મા ઉપર એક અધ્યાસ છે. ઉપનિષદોમાં કહ્યું છે : तमभित आह जानासि माम्, जानासि माम्। જે પરમાત્મા પાસે જઈ રહ્યો છે, એની આસપાસના લોકો એને જુએ છે અને જાણી લે છે કે અંતિમ ઘડી આવી ગઈ છે, હવે આ જઈ રહ્યો છે. ત્યારે મા આવીને એને પૂછે છે, 'હું કોણ છું', જાણે છે ?' બાપ પણ એવું જ પૂછે છે પેલો જવાબ આપે તો તેઓ સમજે છે કે 'એ છે, અને જવાબ ન આપે તો સમજે છે કે 'નથી.' શાસ્ત્રમાં કહ્યું છે : यावत् न वाक् मनसि सम्पद्यते, मनः प्राणे, प्राणस्तेजसि, तेज परस्या देवताया तावत् जानाति। અર્થાત્ જ્યાં સુધી એની વાણી મનમાં લીન નથી થઈ, મન બુદ્ધિમાં, બુદ્ધિ પ્રાણોમાં અને પ્રાણ પરમાત્મામાં લીન નથી થયા, ત્યાં સુધી તે જાણે છે.

વાણીનું મનમાં, મનનું બુદ્ધિમાં, બુદ્ધિનું પ્રાણમાં, પ્રાણનું પરમાત્મામાં લીન થવું એક પ્રક્રિયા છે. એ પ્રક્રિયા જેમ નિદ્રામાં ચાલે છે, તેમ મૃત્યુમાં પણ ચાલે છે. આ અજ્ઞાન એક ઘણું મોટું પવિત્ર અજ્ઞાન છે. એનું જ્ઞાન જ યથાર્થ જ્ઞાન છે આત્મા જ્ઞાની નહીં, જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાની

તો આત્માથી જુદો છે. તેથી તે આત્મા નહીં, બુદ્ધિ છે. તેથી આ પ્રક્રિયા ચાલે છે, અને લોકો મરનારને પૂછે છે. આત્મા ઉપર જે વ્યર્થ અધ્યાસ હોય છે, એ ચાલ્યા જાય છે. સૌથી ઉપરનો અધ્યાસ પહેલા દૂર થાય છે, એનાથી નીચેનો એના પછી અને સૌથી ઊંડો બધાથી છેલ્લે દૂર થાય છે. ચિત્તને અળગું રાખવું સહજ સ્થિતિ છે એમાં કોઈ અધ્યાસની વાત નથી એ સધાઈ જાય તો ચિત્તમાં પ્રસન્નતાનુ ઝરણું વહેવા લાગે. પછી આનંદ જ આનંદ રહે. એને કારણે બુદ્ધિમાં સમતા રહેશે.

### ચિત્તની પ્રસન્નતા

એ એક ખોટો ખ્યાલ છે કે દુઃખ દૂર થશે, તો ચિત્ત પ્રસન્ન થશે. વાસ્તવમાં ચિત્ત પ્રસન્ન થાય છે ત્યારે દુઃખ દૂર થાય છે. ચિત્તની પ્રસન્નતા કોઈ બહારના કાર્યક્રમ પર નિર્ભર નથી જો બહારના કોઈ કાર્યક્રમ પર એ નિર્ભર હોય, તો કાર્યક્રમ બદલાઈ જવાથી પ્રસન્નતા પણ સમાપ્ત થઈ જશે. એટલે કે એ પોતાના હાથની વાત નહીં રહે.

### ત્રણ પરાવલંબન

પરાવલંબન ત્રણ પ્રકારનાં હોઈ શકે: પરિસ્થિતિ-અવલંબન, કાર્યક્રમ-અવલંબન અને સમાજ-અવલંબન. જેમકે કેટલીક વાતો પરિસ્થિતિ પર નિર્ભર હોય છે. વરસાદ સારો થયો તો ખુશી, નહીં તો પાક સારો ન થવાથી દુઃખી— આ પરિસ્થિતિ ઉપરનું અવલંબન થયું. પછી જે સમાજમાં આપણે રહીએ છીએ, એ સમાજ પર આપણી પ્રસન્નતા નિર્ભર રહે છે. જો સામેવાળો ચીડાઈ જાય, તો આપણે પણ ચિડાઈ જઈએ. જો એ આપણી સેવા કરે તો આપણે ખુશ, નહી તો

નાખુશ—આ થયું સમાજ ઉપરનું અવલંબન ત્રીજું છે કાર્યક્રમ ઉપરનું અવલંબન કોઈ એક પ્રણાલી રહી, તો પ્રસન્નતા અને એમા ફરક પડયો તો પ્રસન્નતા ગાયબ આપણે બધા એક જમાએ ગીએ છીએ જીવન એક ઢબે ચાલે છે, તો આનંદ છે કાર્યક્રમ બદલાઈ જાય તો માણસના ચિત્તની અવસ્થામા—ગરબડ થઈ જાય છે આ રીતે માણસ ત્રણ અવલંબન પર નિર્ભર રહે છે ત્રણે સારા રહે, તો પ્રસન્નતા રહે છે

પરતુ ત્રણે સારા રહેવા છતા ચિત્તમા વિકાર હોય, તો માણસ પ્રસન્ન નથી રહેતો એનાથી ઊલટુ ત્રણે પ્રતિકૂળ હોવા છતા પણ જો ચિત્તમા નિર્વિકારિતા હોય, તો માણસ પ્રસન્ન રહેશે આનો અર્થ એ નથી કે બહારની આ ત્રણે ચીજો સારી ન બનાવવી બહારના ત્રણે અવલંબન વિરોધી રહેવા દઈએ, અને ચિત્તની પ્રસન્નતાની કસોટી કરીએ, એ જરૂરી નથી એમને અનુકૂળ બનાવવાનો પ્રયાસ તો જરૂર કરીએ તેમ છતા એ બધુ સોએ સો ટકા અનુકૂળ થાય તે પછી જ ચિત્તને પ્રસન્ન કરવાનુ વિચારીએ, તો ચિત્ત ક્યારેય પ્રસન્ન નહીં રહે કારણ કે એ ત્રણે ચીજો સોએ સો ટકા અનુકૂળ થાય, એવી શક્યતા બહુ ઓછી છે વળી, એ બધું અનુકૂળ બન્યા છતાયે જો ચિત્તમા વિકાર કાયમ હશે તો બાહ્ય અનુકૂળતા છતા પણ અપ્રસન્નતા જ રહેશે તેથી ચિત્તની પ્રસન્નતા આપણા હાથમા રહેવી જોઈએ એમા સ્વાવલંબી બનવુ જોઈએ એવુ થવું જોઈએ કે जब चाहे तब खोलो किवाड़ा—આપણા હાથમાં તાળા-કૂંચી છે, જ્યારે મનફાવે ત્યારે બારણુ ઉઘાડીએ આપણે આત્મ-નિર્ભર બનવુ જોઈએ ત્યારે જ પ્રસન્નતાનું ઝરણુ વહેશે

## ૧૦
# મુક્ત ચિત્ત કેવી રીતે બને?

**પા**વાપુરીમા મહાવીરની એક મૂર્તિ હતી એના દર-વાજા ઉપર એક માણસ બંદૂક લઈને ઊભો હતો અંદર મહાવીર સ્વામીની મૂર્તિ પર સોનુ હતું, તેથી તેના રક્ષણ માટે બંદૂકધારી માણસ રાખવો જરૂરી હતો મેં કહ્યું, કે સોનું કાઢી લો અંદર એવી ચીજ રહે કે જેના રક્ષણ માટે બહાર બંદૂક રાખવી પડે તો એ વાત મહાવીર સ્વામી સાથે સુસંગત નથી થતી

### દરેક સ્થિતિમાં ચિત્ત ક્ષોભરહિત

જો ચોરી થાય છે, તો આપણા ચિત્તમા ક્ષોભ ન થવો જોઈએ નરસી મહેતાની પત્ની મરી ગઈ તો એણે ગાયું: ભલુ થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ: જ્યારે એ હતી ત્યારે ભગવત્પ્રસાદ સમજી રહેતા હતા પરંતુ હવે મરી ગઈ તો, સુખેથી શ્રીગોપાળને ભજીશુ આવી ભાવના હોવી જોઈએ

આશ્રમમા આપણે ખેતી કરીએ છીએ, તો ચોરી થાય છે. નફો નુકસાન થાય છે એની ઉપર બજાર ભાવની પણ અસર થાય છે બજારમા વધારે ભાવ મળે છે, તો રોકડ

પાક કરવાની ઇચ્છા થાય છે. પછી નાણાનું અર્થતંત્ર ચાલે છે તમાકુ અથવા કેળાં વાવીશું, તો વધારે નાણાં મળશે. આ રીતે જે ચિંતા એક ખેડૂત કરશે, તે બધી આપણે પણ કરવા લાગીશું. બદલે બે મૂઠી વધારે જ કરીશું ખેડૂતને ત્યાં ચોર આવ્યો, તો એને પકડીને તે પીટી શકે છે, અથવા પોલીસ દ્વારા પકડાવીને તેને પિટાવી પણ શકે છે. પરંતુ આપણી સામે સિદ્ધાંતનો સવાલ છે દાદાભાઈને ત્યાં ચોર ચોરી કરવા ગયા, પરંતુ દાદાભાઈ સિદ્ધાંતથી બંધાયેલા છે, તેથી ચોર લહેરથી ચોરી કરી લે છે

આમાં એટલું જ સમજવું બાકી છે કે ચોરી કરવાને બદલે એ સામે આવીને જ કાં ન લઈ લે ? આપણું ચિત્ત ઉદાર હોય, તો આપણે એમ જ માનવું કે ભગવાન આવેલા અને લઈ ગયા આપણાથી ડરતો હતો તેથી તેને રાત્રે આવવું પડયું આપણે એના મિત્ર હોત, તો દિવસે આવત, સામેથી માગત અને લઈ જાત પરંતુ એણે માગવામાં થોડો સંકોચ રાખ્યો, અને રાત્રે આવ્યો, કેમકે એને થોડો ડર હતો. જો આપણા અંતરમાં આવી મસ્તી હોય, તો તે છે બ્રહ્મવિદ્યા પરંતુ મનમાં જો ખટકો રહી ગયો કે અરે, આ ચીજ તો ચાલી ગઈ, મેં કેટલી મહેનતથી મેળવી હતી, તો બધું ધબાય નમઃ ! વિચારવું જોઈએ કે સૃષ્ટિમાં કોઈ પણ વસ્તુનો નાશ તો થતો જ નથી ક્યાંક ને ક્યાંક એનો વિનિયોગ જ થાય છે આપણને દુઃખ તો એ થવું જોઈએ કે આપણે માટે એણે આટલો સંકોચ શા માટે રાખ્યો, અથવા તે આટલો દરિદ્રી કાં છે, કે જેથી એને ચોરી કરવી પડી ? આવી પ્રેરણા શા માટે થાય છે ? આ વાતનું આપણને દુઃખ થાય બાકી,

ક્યારેક આપણી ચીજ ગઈ તો એને માટે દુખ જ ન થવું જોઈએ

### કેટલીક અમળાળ

આજ સુધી જે અનુભવ થયો છે, તે પરથી હું એવા નિષ્કર્ષ પર પહોંચ્યો છુ કે જે રીતે સસાર કાર્યમા ફસાયેલા માણસ માટે દરેક વખતે હરિ દર્શન અને આત્મ વિજય બહુ મુશ્કેલ થઈ પડે છે, એનું ચિત્ત ઉદ્વિગ્ન અને બોજવાળું રહે છે, બરાબર એ જ રીતે જેને દુનિયાનો કારભાર ચલાવવો છે, એમનુ પણ થાય છે— પછી ભલે ને તે સારા સાત્ત્વિક ઉદ્દેશની કેમ ન હોય

ભાન જ નથી રહેતું સત્ અસત્ વિવેક શાશ્વત્ મૂલ્ય અને અશાશ્વત્ કામનો વિવેક જ નથી રહેતો તેથી જે કોઈ એ રાજ કારભાર ચલાવ્યો હશે, એમનામા જનક જેવા શિખરે પહોચેલા માણસો વિરલા જ સમજવા એવી જ રીતે નિર્માણકામમા લાગેલા માણસો પણ જો પ્રસન્ન ચિત્ત અને મુક્ત ચિત્ત હોય, તો તે પણ એક ચમત્કાર જ માનવો

ટૂંકમા, સસારનન્ત માણસ ક્યારેક છૂટી શકે છે, કેમકે તે ભ્રમમાં નથી તે સમજે છે કે હુ સસારમા ફસાયેલો છુ, લાચાર છુ તે એમ નથી સમજતો કે હુ ફસાયો છુ તે બરાબર છે, અને ઘણી સેવા કરી રહ્યો છુ જો કે તે સેવા તો કરે છે, પરતુ એનુ ચિત્ત એટલુ ભ્રાત નથી, કે તે એટલુ ય ન સમજે કે હુ મુખ્ય વસ્તુથી અળગો થઈ ગયો છુ

મને આ અનુભવ ઘર છોડચા પહેલાં જ આવ્યો છે સન ૧૯૧૬ મા મે ઘર છોડયુ તે પહેલા પણ હુ આ બધુ નિરીક્ષણ કર્યા કરતો આ રીતે એને હુ મારા વરસોના અનુભવનો નિચોડ કહી શકુ છુ આ બધી વાતોથી હુ બહુ સાવધાન રહુ છુ એવું નથી કે રાજનીતિ અધ્યાત્મ બુદ્ધિથી નથી ચલાવી શકાતી ત્રણેય કામ અધ્યાત્મ બુદ્ધિથી કરી શકાય છે પરતુ સામાન્ય રાજમાર્ગ બતાવવો હોય, તો એમ જ કહેવુ પડશે કે ત્રણેમા ઉત્તરોત્તર ખતરો છે સસાર કાર્યમા જેટલો ખતરો છે, એનાથી વધારે ખતરો નિર્માણ કામમાં છે, અને એનાથીયે વધારે ખતરો છે રાજકીય જવાદારીઓમા !

### ચિતન માટે ભારમુક્ત ચિત્ત જોઈએ

જેનુ ચિત્ત બોજવાળુ નથી, એને ભલે ચિતન માટે સ્વતત્ર સમય ન મળે, તોયે તે સૂવા જશે ત્યારે ઊંઘ

આવતાં પાંચ મિનિટ લાગતી હશે તો એટલી વારમાં જ ચિંતન કરી લેશે. અર્થાત્ કોઈ ભલે ગમે તેટલો કાર્યરત અને કાર્યમગ્ન હોય, તેમ છતાં જો તેનું ચિત્ત ભારમુક્ત હોય, તો થોડોક સમય કાઢીને ચિંતન કરી શકે છે. પરંતુ ઘણુંખરું આ વસ્તુના ચિત્ત પર ભાર રહે છે. તેથી જ આપણા અનુભવીઓએ કહ્યું કે શમદમાદિની સાધના કરો, અને સ્થૂલ કર્મમાં વધારે ન ફસાવ. સ્થૂલ કર્મનો અર્થ છે, જેમાં આડમ્બર કરવો પડે, આયોજન કરવું પડે, અથવા જેનાથી ચિંતા વધે. એવાં બધાં કામોથી મુક્ત રહો. ધારો કે કોઈ ચરખો કાંતે છે, તો તેનાથી મુક્ત થવાનો કોઈ સવાલ નથી. તેવી જ રીતે કોદાળી લઈને ખેતરમાં કામ કરવા જઈએ છીએ, તો એનાથી પણ મુક્ત થવાનો કોઈ સવાલ નથી. એમાંથી જે પાકે, તે પોતે ખાય, અને બીજાઓને ખવડાવે: તેથી જ ગીતામાં કહ્યું છે: शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्। માણસ જો કેવળ શારીરિક કામ કરે છે, તો તેને એનું પાપ નથી લાગતું. એનો અર્થ એ કે માણસ ઉત્પાદનનાં એ બધાં કામો કરી શકે છે, જેમાં આયોજન ન કરવું પડે. આ દૃષ્ટિનું કામ મજૂરનું કામ છે. એ ખેતરમાં કામ કરવા માટે જાય છે, તો એને મજૂરી મળે છે. પોતાનું કામ કરી લીધું કે તે મુક્ત થઈ જાય છે. એ બ્રહ્મવિદ્યા તરફ વધારે સહેલાઈથી જઈ શકે છે.

તૉલ્સ્તૉયની એક વાર્તા છે. એક ખેડૂત હતો. એની પાસે જમીન હતી. બધો વ્યવહાર સારો ચાલતો હતો. કોઈ કારણસર એણે જમીન ખોઈ નાખી, અને બીજાના ખેતરમાં કામ કરવાની નોબત આવી. એ મજૂરીએ લાગી

ગયો એક બે વર્ષ કામ કર્યા પછી એક દિવસ એ પોતાની પત્નીને કહેવા લાગ્યો : 'આજકાલ આપણે કેટલાં સુખી છીએ ! દિ' આખો કામે જઈએ છીએ પ્રામાણિકતાથી મહેનત કરીએ છીએ માલિક જે આપે છે, તે લઈ લઈએ છીએ, અને ઘરે પાછા ફરી ભગવાનનું નામ લઈએ છીએ. જે કાંઈ સૂકોપાકો રોટલો મળે છે, તે ખાઈ લઈએ છીએ કયારેય રાતે કોઈ વાતની ચિંતા નથી રહેતી પણ જ્યારે આપણે પોતે માલિક હતા, ત્યારે કેટલી ચિંતા હતી ! રાત આખી જાગવું પડતું હતું ચિંતા થતી કે કાલે કોને કયું કામ આપવું ? કામ સારું ન થયું, તો ગુસ્સો પણ આવતો દ્વેષ, ઝઘડો પણ થતો ત્યારે પૈસા ઝાઝા મળતા હતા, અને આજે ઓછા મળે છે પરંતુ હવે કેટલી શાંતિ છે ! ધન્ય છે આપણું જીવન ! પત્નીએ જવાબ આપ્યો 'તમારી વાત સાચી છે આજે આપણે જેટલાં સુખી છીએ, તેટલા તે વખતે નહોતા ' તૉલ્સ્તૉયે વાર્તાના રૂપમા આ વાત મૂકી કેવળ શરીરથી કામ કરી લીધું કે કામ કર્યા બાદ એ ખતમ થઈ ગયુ આપણે જો એને ઇમાનદારીથી, પ્રામાણિકતાથી કરીએ છીએ, તો તેમાં પૂરી સેવા થઈ જાય છે

### સમત્વયુક્ત પરિગ્રહ

આ દૃષ્ટિએ આપણા આશ્રમોમા વિચારવું જોઈએ આશ્રમમા જે કાંઈ યોજના કરીએ, તે એવી બોજવાળી ન હોય કે એની ચિંતા કરવી પડે અપરિગ્રહમાં આનંદ છે. માણસ જો અપરિગ્રહના નામે વધારે પડતો વ્યર્થ ત્યાગ કરે છે, તો ચિંતામા પડે છે એ જુદી વાત થઈ પરંતુ સમત્વયુક્ત પરિગ્રહ રાખે, તો કોઈ નુકસાન નથી

જ્યારે હુ સાંભળુ છુ કે માણસને કયારેક ઇચ્છા થાય છે કે કોઈ સૌંદર્ય-સ્થાન જોવા જઈએ કે કોઈ મીઠાઈ ખાઈએ, કે જરા નાટક વગેરે જોવા જઈએ, તો મને લાગે છે કે એનો અર્થ આપણે હીન બની ગયા. કોઈ ખાદ્ય પદાર્થની આપણને લાલસા થાય છે, પણ એ તો આપણી કોઈ પરવા નથી કરતો, એ આપણી પાછળ પાછળ આવત તો જુદી વાત હતી. પરંતુ આપણે એની પાછળ લાગેલા રહીએ છીએ, અને તેનાથીયે નીચે ઊતરીએ છીએ એ જ રીતે આપણે સૃષ્ટિ તરફ જોઈને કહીએ કે કેટલી સુદર છે, ત્યા સુધી તો ઠીક! પરંતુ આખી સૃષ્ટિ સુંદર છે, તો હું પણ સુંદર થાઉં એવું મને લાગે છે તો હુ નીચે પડું છું આ પથ્થર, ઝાડ વગેરેમા મારા રહેવાથી સૌંદર્ય આવે છે, પરંતુ હુ મારી સુંદરતા ભૂલી જાઉં છુ અને બહાર કાઈક સુંદરતા છે એવું મને લાગે છે, તો હુ ગુલામ બની જાઉ છું આપણે બધા ઓછુંવત્તું આ જ કરીએ છીએ આપણામાથી કોઈ આનાથી મુક્ત છે, એવું નથી આ વિચારવાની વાત છે

તો, જેટલા આશ્રમ છે, એમા આ વાત ખાસ ધ્યાનમા રાખવાની છે કે ત્યા મોટો ઝમેલો ઊભો ન થઈ જાય વધારે પડતો વ્યવહાર, પૈસાનો સબધ, એ બધુ માણસને એટલો નીચો પાડે છે કે પછી એને ઉપરના સ્તરે જવા જ નથી મળતું એને એના એ નીચેના સ્તરે વિચારવાની જ ફરજ પડે છે આ એક અનુભવનો સાર તમારી સમક્ષ રજૂ કરી દીધો

## ૧૧

## મૃત્યુ : માણસની અનિવાર્ય આવશ્યકતા

પહેલાં તો આપણે એ સમજવું જોઈએ કે મૃત્યુ શી ચીજ છે અને શા માટે આવે છે? દિ' આખો કામ કરી આપણે થાકી જઈએ છીએ, તો રાત્રે ઊંઘ આવી જાય છે થાક ઉતારવા આપણે સૂઈ જઈએ છીએ કામ કરી કરીને, આખો દિવસ જોઈ-સાભળીને આખ કાન બધા જ થાકી જાય છે એનો થાક ઉતારવા માટે ૭-૮ કલાક નક્કી હોય છે બીજે દિવસે ફરી કામ શરૂ કરી દઈએ છીએ આ રીતે ઊંઘ એ મૃત્યુનું નાનુ સરખું રૂપ છે

રાતે જો આપણા બધા અવયવોને પૂરતો આરામ મળી જાય, તો મૃત્યુની આવશ્યકતા જ ન રહે પણ એવું નથી થતું નિદ્રામા બધી ઇન્દ્રિયોને જ આરામ મળી જાય છે સ્વપ્ન ન આવે તો મનને પણ આરામ મળી જાય છે. શરીરને તો મળે જ છે. પરંતુ પ્રાણ બિચારો ચોવીસ કલાક સતત કામ કરતો રહે છે. એને વિશ્રાંતિ નથી મળતી. તેથી એનો થાક કાયમ રહે છે, જે મૃત્યુથી જ ઊતરે છે

આ રીતે મૃત્યુનો અર્થ થયો, 'પ્રાણને વિશ્રાંતિ આપનારી નિદ્રા.' વિજ્ઞાન જો તમને એવો ઉપાય શોધી આપે કે અન્ય અવયવોની સાથે પ્રાણને પણ વિશ્રાંતિ મળે, તો પછી મરણની જરૂર નથી. પણ પ્રાણને પૂરી વિશ્રાંતિ ક્યારેય નથી મળતી તેથી એમ કહેવું પડશે કે શરીરને વિશ્રાંતિ આપનારી ચીજ છે નિદ્રા, જ્યારે પ્રાણને વિશ્રાંતિ આપનારી ચીજ છે મરણ અર્થાત્ મરણ એ પ્રાણને વિશ્રાંતિ આપનાર નિદ્રા છે

### મૃત્યુનો ડર કેવો ?

મૃત્યુનું જો આ સ્વરૂપ ધ્યાનમાં આવી જાય, તો એનું દુઃખ કે ડર જ ન રહે. કોઈનું મૃત્યુ થાય, તો આપણને આનંદ જ થશે. જેવી રીતે અહીંથી કોઈને ગાડીમાં મુંબઈ મેલમાં બેસાડી દીધો, તો તે સીધો મુંબઈ ઊતરી જશે. એમાં દુઃખની શી વાત છે ? કોઈ બુઢ્ઢો મરી રહ્યો હોય, તો આપણને આનંદ જ થવો જોઈએ, કે બિચારાના પ્રાણને હવે વિશ્રાંતિ મળવાની છે. પણ આપણને તો દુઃખ થાય છે, કે એ મરી રહ્યો છે. હવે આપણને એનો વિરહ થશે આ તો નરી સ્વાર્થની વાત થઈ ! ખરું જોતાં મૃત્યુ તો પ્રાણને આરામ આપવા માટેની એક યોજના છે

### નિદ્રા અને સ્વપ્ન

નિદ્રા ગાઢ આવવી જોઈએ, પણ તે આવતી નથી. સારાં-નરસાં સ્વપ્ન આવે છે. બન્નેથી આપણને તકલીફ જ થાય છે. ખરાબ તો ઠીક પણ સારાં સ્વપ્ન પણ બાધક બને છે. એનાથી ઊંઘમાં ખલેલ પડે છે. રાત્રે ખૂબ ખરાબ સ્વપ્ન આવે અને એ ખૂબ લાંબા ચાલે તો નરક-યાતના જ સમજો સુખ-સ્વપ્ન પણ આવે છે મતલબ કે ત્યારે આપણે સ્વર્ગમાં પહોંચી જઈએ છીએ શાસ્ત્રકારોએ કહ્યું છે કે સ્વર્ગમાં કોઈ પુરુષાર્થ નથી હોતો, ત્યા ભોગ જ ભોગ છે પુરુષાર્થ માનવ-જન્મમાં જ છે સ્વપ્નમા પણ પુરુષાર્થ નથી હોતો. ત્યાં તો ભોગ જ ભોગ છે નરક વિષે પણ આવું જ છે, કેમકે નરક પણ સતત યાતનામય હોય છે તાત્પર્ય એ કે ખરાબ કામ કર્યાં, તો દુઃસ્વપ્ન આવશે, જેમાં ભારે દુર્દશા થશે સારાં કામ કર્યાં, તો સુખ-સ્વપ્ન આવશે ગાઢ નિદ્રા આવશે, તો બ્રહ્મલોકમાં જઈશું. બ્રહ્મલોકમાં જવા છતાંયે પુનર્જન્મ તો છે જ

એક વાર એક માણસ સ્વપ્નમાં રડી રહ્યો હતો બીજે દિવસ એને પૂછવામાં આવ્યું : ભાઈ, શું થઈ ગયું હતું ?' એણે કહ્યું : 'યાદ નથી ' ૧૬–૧૭ કલાક કામ કર્યા પછી માણસ સૂઈ જાય છે અને ઊઠયા પછી પાછો કામ કરે છે. એવી જ રીતે મૃત્યુ પછી પાછો કામનો પૂરો વેગ રહે છે થાક દૂર કરવા સારુ જેટલી જરૂર છે, એટલી વિશ્રાંતિ મળી ગયા બાદ એ ફરીથી જન્મ લે છે

### મૃત્યુ કેટલો વખત ચાલે ?

મૃત્યુ કેટલી વાર સુધી ચાલશે ? તે તમારા સંકલ્પની તીવ્રતા અને થાક દૂર કરવા માટે લાગનારા સમય પર

નિર્ભર છે જેમ નિદ્રા બાદ ફરી જ્યા તમે કામ ખતમ કર્યું હતું, ત્યાથી જ આરભ થાય છે અને કામનો વેગ એટલો જ તીવ્ર હોય છે, જેટલો પહેલા હતો, તેવુ જ મૃત્યુની બાબતમા પણ છે બીજા શબ્દોમા સ્વર્ગ, નરક, અને બ્રહ્મલોક, એ ત્રણ અવસ્થા માનવામા આવી છે જો ખરાબ કામ કર્યું, તો ખરાબ સ્વપ્ન આવશે, અને સારુ કામ કર્યું તો સારુ સ્વપ્ન પરતુ જો ગાઢ નિસ્વપ્ન નિદ્રા આવે, તો માનવુ કે આપણે બ્રહ્મલોકમા છીએ એવી જ રીતે પ્રાણને વિશ્રાતિ આપવા માટે આપણે મરણરૂપી નિદ્રા લઈએ છીએ ત્યારે એ નિદ્રા પછી તત્કાલ જન્મ લઈશુ કે બે ચાર મહિના બાદ લઈશુ, એ બધુ તમારા થાક અને તમારા સકલ્પના વેગ ઉપર નિર્ભર છે બે-ચાર, દસ વરસ કે ૭૦ વરસ સુધી પ્રાણને આરામ ન મળ્યો હોય તો એની નિદ્રા પણ એટલી જ લાબી હશે

રોજની ઊંઘ ૭–૮ કલાકની હોય છે, કારણ કે ૭–૮ કલાક આપણે શ્રમ કર્યો હોય છે જેટલા કલાક મહેનત કરી હોય, એટલા જ કલાક આરામ પણ જોઈએ એવું જ પ્રાણનું છે પ્રાણે આટલા વરસો સુધી કામ કર્યું, તો એને પણ એટલો વખત સુધી વિશ્રાતિ જોઈએ એ ઝટ ખતમ નહી થાય એ કેટલુ કામ કરે છે। ૭૦ વરસની ઉમર છે, તો પ્રાણને પણ આરામને માટે એટલો સમય મળવો જોઈએ જો સામાન્ય નિદ્રા ૭–૮ કલાકની હોય છે, તો પ્રાણની નિદ્રા પણ ૭–૮ વરસની હોઈ શકે

શાસ્ત્રીજીના મૃત્યુની ખબર આવી, તેમા એમ કહેલું કે ૧–૩૦ વાગે 'ડેથ સેટ ઇન' મરણ થયું નહી, મરણ શરૂ થયું, એમ કહેલુ એ ભાષાથી હુ ખુશ થઈ ગયો

મૃત્યુ ઈશ્વરની દેણ છે. જ્યારે આપણા અનન્ત નિકટનાં સગાં, મિત્ર, વિશેષજ્ઞ કોઈ પણ આપણને દુઃખોથી નથી બચાવી શકતા, ત્યારે મૃત્યુ જ છુટકારો અપાવે છે. મૃત્યુમાં જે દુઃખ માનવામાં આવે છે, એ ખરું જોતાં જીવનનું દુઃખ છે. રોગ વગેરેથી થનારું દુઃખ મૃત્યુનું નથી, જીવનના અસંયમનુ ફળ છે. મૃત્યુ તો એનાથી આપણને છુટકારો અપાવનારી ચીજ છે મૃત્યુનો એની સાથે કોઇ સંબંધ નથી.

### દુઃખ અને તેના નિવારણના ઉપાયો

આ રીતે મૃત્યુને માથે ખોટી રીતે હોકી બેસાડવામાં આવતા આ શારીરિક દુઃખને બાદ કરીએ, તો તે સિવાય બીજાં બે દુઃખ બાકી રહે છે એક, અગાઉના પાપોની સ્મૃતિથી થનારું, અને બીજું, નિકટના સ્વજનોને છોડવાની આસક્તિથી થનારુ પહેલા માટે મૃત્યુ કેવી રીતે જવાબદાર છે? એ તો જીવનના પાપોનુ ફળ છે પછી બીજું છે મોહનું ફળ જો આપણો પ્રેમ સાચો હોય અને સેવાની લગન હોય, તો દેહ છોડવાથી આપણે મિત્રોથી દૂર નહીં, બલ્કે નજીક પહોંચીશું, બરાબર એમની ભીતર પ્રવેશ પામીશું. દેહનો પડદો વચ્ચે રહે ત્યા સુધી કોઈ પણ રીતે આપણે એટલા અંદર નથી જઈ શકતા ત્યારે ગમે તેટલી ઊંડી સેવા હોય, તોયે ઉપરની જ હોય છે પરંતુ દેહનો પડદો દૂર થઈ જતાં આપણે બીજાના અંતરાત્મા સાથે હળીમળી જઈને એની સેવા કરી શકીએ છીએ પણ સેવા કરવી હોય ત્યારની આ વાત છે અર્થાત્ એને માટે નિષ્કામતા જોઈએ

હજી બીજું એક દુઃખ રહી જાય છે પણ એ મૃત્યુનુ નહીં, આપણા અજ્ઞાનનું છે મૃત્યુ પછી શું થશે, કોણ

જાણે ? ' આપણા મનની સદ્દભાવનાની વિરુદ્ધ મૃત્યુ બાદ કાંઈ થવાનુ નથી ખરાબ વાસના જ હોય, તો જે કાંઈ ખરાબ થશે એ પેલી ખરાબ વાસનાનુ ફળ હશે.'— જો ઈશ્વરની ન્યાયબુદ્ધિ પર આવી શ્રદ્ધા હોય, તો આ કાલ્પનિક ભય ટળી જશે

સારાંશ, કુલ ચાર દુઃખ છે : ( ૧ ) શરીર-વેદનાત્મક, ( ૨ ) પાપસ્મરણાત્મક, ( ૩ ) સુહૃદ-મોહાત્મક અને ( ૪ ) ભાવિ-ચિંતનાત્મક ક્રમાનુસાર તેના ઉપાય છે : ( ૧ ) નિત્યસંયમ, ( ૨ ) ધર્માચરણ, ( ૩ ) નિષ્કામતા અને ( ૪ ) ઈશ્વરમા શ્રદ્ધા

મૃત્યુનુ નિરંતર સ્મરણ રાખવુ બુદ્ધિમા મરણ-મીમાંસા દ્વારા નિઃશંકતા લાવવી અને રોજ રાત્રે સૂતા પહેલા મરણનો અભ્યાસ કરવો, આ ત્રિવિધ સાધના કરતા રહેવી જોઈએ પહેલી ગીતાના તેરમા અધ્યાયમાં જ્ઞાન-લક્ષણમા વર્ણવેલી છે એની પર જ્ઞાનદેવની વ્યાખ્યા સુસ્પષ્ટ છે બીજી બીજા અધ્યાયના આરંભમા જ છે અને ત્રીજી છે આઠમા અધ્યાયમાં

### મૃત્યુનું સદા સ્મરણ રાખવું

બીજી એક વાત છે ગીતાના આઠમા અધ્યાયમા એવો સિદ્ધાંત બતાવવામા આવ્યો છે કે મૃત્યુ વખતે જે વિચાર ચિત્તમા ઊંડો પેસી જાય એ જ બીજા જન્મમા જોરદાર સિદ્ધ થાય છે એ જ મૂડી લઈને જીવ આગળની યાત્રાએ નીકળે છે જેવી રીતે આજના દિવસની કમાણી લઈને કાલના દિવસનો આરંભ કરીએ છીએ, એવી જ રીતે આ જન્મનો અંત આગળના જન્મનો આરંભ બને છે તેથી હમેશાં મરણનું સ્મરણ રાખી જીવનનો વ્યવહાર કરવો જોઈએ

મરણનું સદા સ્મરણ રાખવું એ પાપથી મુક્ત રહેવાનો એક ઉપાય છે. મરણરૂપી વાઘ સામે ઘૂરકતો હોય, તો પાપ કરવાનું સૂઝશે જ શી રીતે? પણ માણસ સદૈવ મૃત્યુને ભૂલવાનો પ્રયાસ કરે છે. એનાથી મરણ શબ્દ જ સહન નથી થતો। પરંતુ મુંબઈની ટિકીટ કપાવીને એક વાર રેલ ગાડીમાં બેઠા કે પછી ગાડી મુંબઈ લઈ જ જશે. આપણે જન્મ લીધો છે તેથી હમેશાં મરણનું સ્મરણ રહેવું જોઈએ અને નિર્ભયતાથી વિચાર કરીને તેના ઉપાય શોધવાની હિંમત કરવી જોઈએ

## મૃત્યુ વિશેની મારી શ્રદ્ધા

મૃત્યુ વિષે મારી એવી પણ શ્રદ્ધા પાકી બની છે કે મૃત્યુની એક ક્ષણ, એક મિનિટ પણ આગળ પાછળ નથી થઈ શકતી એનો પ્રકાર તમારા હાથમાં છે કે બીમારીથી મરવું કે યોગપૂર્વક મરવું ઉપરથી વીજળી પડી, અને માણસ મરી ગયો, એ રીતે અમુક વસ્તુ આપણા હાથમાં નથી અણુ અઓ ગણતરીપૂર્વક અમુક કલાકમા પડતાં હોય, તો તમારા પૂર્વપ્રારબ્ધકર્મમાં જ્યારે મૃત્યુ હશે, એ જ ક્ષણે એ પડશે તમારા નસીબમા મરવાનું છે, તો બરાબર એ જ ક્ષણે, એ જ દિશામાં, એ જ સ્થાને તમે પહોંચશો, જ્યાં એ પડવાનાં હશે સારાંશ, મરણ અમુક હદ સુધી તમારા હાથમાં છે, પરંતુ સર્વથા નહીં

હું તો ત્યા સુધી માનું છું, કે જો મારું પ્રારબ્ધ સમાપ્ત નહીં થયું હોય, તો મારા ગળાના ટુકડા કરો તો તે ટુકડા પણ જીવશે

એકવાર ગાંધીજીએ એક વાછરડાને કરુણાથી પ્રેરિત થઈ મૃત્યુદાન દીધું. એનાથી જૈન લોકો નારાજ થઈ ગયા.

એની ખૂબ ચર્ચા ચાલી બાપુએ કહ્યું : 'આ હિંસા નથી એ વાછરડાને મેં જોયો. એને ખૂબ ક્લેશ થઈ રહ્યો હતો એ તરફડી રહ્યો હતો એને જ્ઞાન આપીને સમજાવી પણ નહોતો શકાતો કે 'ભાઈ, આ સહન કરી લે એનો ક્લેશ લાચારીથી જોતો રહું એ મારાથી તો બની શકે તેમ નહોતું એટલે મે ભૂતદયાનું, કરુણાનું જ કામ કર્યું અને એ તકલીફમાથી એને છોડાવી દીધો હું માનું છું કે મને એમા હિંસાનું પાપ નથી લાગતું '

પરંતુ બાપુની આ દલીલથી એમનું સમાધાન ન થયું તે લોકો મારી પાસે આવ્યા હું સાબરમતી આશ્રમમા હતો હું શાસ્ત્ર જાણનારો છુ, એમ માનવામા આવતુ મે એમને કહ્યુ 'તમે પ્રારબ્ધમા નિષ્ઠા ધરાવો છો ને? તો તમે એ વાત કેમ નથી સમજતા કે ગાધીજી જો એને ન મારત, તો પણ પ્રારબ્ધ સમાપ્ત થતા વેંત જ એ મરી જાત અને જો એનુ પ્રારબ્ધ સમાપ્ત ન થયુ હોત, તો ગાધીજીની શી તાકાત હતી એને મારવાની! ગાધીજીએ એને જે માર્યો, તે ક્રૂરતાથી નહી, પણ કરુણાવાન અને દયાવાન થઈને માર્યો '

### પ્રારબ્ધ સૌથી બળવાન

તો એટલું સમજી લો કે પ્રારબ્ધ સૌથી બળવાન છે જો મારુ પ્રારબ્ધ આ ક્ષણે ખતમ થઈ જાય તો હુ અહીં જ ઢળી પડીશ

વિમાનનો અકસ્માત, ધરતીકંપ, વગેરે જે કાઈ થાય છે, તેમાં પણ પ્રારબ્ધ જ બળવાન છે ભાભા જવાના તો હતા જ એમણે બીજા વિમાનમા ન જતા એમાં જ જવાનો

આગ્રહ ગણ્યો. મારુ માનવું છે કે તેઓ બીજા વિમાનમાં જાત, તો એ જ ક્ષણે એમાં બેઠાં-બેઠાં મરી જાત પ્રારબ્ધ ખતમ થયા પછી વાર નથી લાગતી

એક ઘરડી માનો છોકરો મરી ગયો, ત્યારે તે બહુ દુઃખી થઈ કહેવા લાગી: 'હુ દવા-દારૂ પણ ન કરી શકી' એ જોતી જ રહી ગઈ મે એને સમજાવ્યું. 'દવા-દારૂ કરવાં એટલે શુ ? પૈસા ખર્ચવા હવે તું ડૉક્ટરને એટલા પૈસા દઈ દે ' મતલબ કે મૃત્યુ વિષે મારા મનમા બિલકુલ નિશંકતા છે જો સેવામા કોઈ કસર રહી હોય તો તેનો દોષ તમને લાગશે, પણ મારવાનો દોષ નહી લાગે બીમારની વેદના ઓછી થાય, એટલી સેવા આપણે કરી શકીએ છીએ

૧૭

# પુનર્જન્મ : અનુમાન, અનુભવ અને શાસ્ત્રસિદ્ધ

પુનર્જન્મ થાય છે એના અનેક પ્રમાણ છે એટલે મારે માટે આ જન્મ જેટલો નક્કી છે, એટલો જ પહેલાંનો અને હવે પછીનો પણ નક્કી છે, એમા કોઈ પ્રકારના સદેહની ગુંજાઈશ નથી

### સૃષ્ટિ અનાદિ અને અનંત

મારુ નિશ્ચિત માનવુ છે કે આ સૃષ્ટિમા કયાય પણ એમ કહી શકાય તેમ નથી કે અહીં એનો અંત અને અહીં આદિ છે એ અનાદિ અને અનત છે સૃષ્ટિનું સ્વરૂપ જ આ છે આસમાનમા કેટલા તારા છે, એની હજી પણ ગણતરી થઈ રહી છે પરાર્ધનો આંકડો તો પૂરો જ નહીં પડે રેડિયો એસ્ટ્રોનોમી કહી રહી છે, કે ત્યાંથી અહીં પ્રકાશ પહોચવામા દશ લાખ વરસ લાગે છે એની છેલ્લી હદ કયા છે, કહી નથી શકાતુ હિંદુસ્તાનની હદ તો કાશ્મીર સુધી છે, પરતુ દુનિયાની હદ કયા સમાપ્ત થાય છે, એની સીમા કયાં સુધી છે, એની બોર્ડર પછી શું છે, કશી જ ખબર નથી! જો એનો અંત હોય, તો એના પછી ત્યા શું કોઈ નક્કર ચીજ છે, પ્રવાહી છે, કે

ગેસ, શું છે ? કાંઈક છે— જો ગેસ કે પ્રવાહી છે અથવા કોઈ નક્કર ચીજ છે, તો દુનિયાનો એ અંત નથી. એટલે કે કાંઈક અસ્તિત્વ છે. અવકાશ હોય, તો પણ અસ્તિત્વ છે. ટૂંકમાં દુનિયા ત્યાં સમાપ્ત નથી. દુનિયાનો અંત છે જ નહીં.

### આપણું સ્વરૂપ પણ અનાદિ-અનંત

એક માણસ ૭૦ વરસ પહેલાં જન્મ્યો. એટલે કે ૭૦ વરસ પહેલાં એ નહોતો. અને ૮૦ વરસે મરી ગયો તો મર્યા બાદ એનુ સ્વરૂપ કાંઈ જ નથી અને જન્મ પહેલાં પણ કાંઈ જ ન હતું આવું ન બની શકે જીવનો આ સૃષ્ટિમાં ક્યારે પ્રવેશ થયો, ખબર નથી એ ક્યાં સુધી આ સૃષ્ટિમાં રહેશે, એ પણ ખબર નથી આપણે જો એમ માનીએ કે આપણે પહેલા ન હતા, અને પછીયે નહીં રહીએ, તો કેટલીયે સમસ્યા ઊભી થશે પરંતુ જો આપણે એમ જાણી લઈએ કે આપણું સ્વરૂપ અનાદી-અનંત છે, તો બધી સમસ્યાઓનો ઉત્તર મળશે

### કર્મ-વિપાક પ્રબળ પ્રમાણ

આપણે જો એમ માનીએ કે આપણું સ્વરૂપ અનાદિ-અનંત નથી, તો કર્મ-વિપાક પણ કુંઠિત થઈ જશે આપણે જન્મ લીધો, તો બાળપણથી જ આપણાં કરેલાં કર્મોનો ક્ષય થવા લાગ્યો. આપણે સુદૃઢ મા-બાપને પેટે જન્મ લીધો. જીવન જીવવા લાગ્યા. કાંઈક દુઃખ થયું તો કાંઈક સુખ. પરંતુ જો આપણે પહેલાં ન હતા, તો સુખ દુઃખને માટે જવાબદાર પણ નહીં રહીએ. ત્યારે સુખ કે દુઃખની જવાબદારી આપણા પર નહીં આવે. આપણે જો આજે ખરાબ કામ કર્યું, તો દુઃખ થાય એ બરાબર છે. પરંતુ 'આપણે પૂર્વજન્મમાં

કાઈક કર્યું હશે, તેથી અત્યારે દુખ ભોગવી રહ્યા છીએ'
એવું આપણે માનીએ છીએ, તો આ વાત 'પહેલા ન
હતા, અને મર્યા પછી પણ કાઈ નહી રહીએ' એની
સાથે મેળ નથી ખાતી ટૂકમા, પૂર્વજન્મની અને પુન
ર્જન્મની વાત જો નથી માનતા, તો કર્મ અને કર્મફલનો
નિયમ તૂટી જાય છે આ બીજુ પ્રમાણ છે

ત્રીજુ પ્રમાણ સ્વાનુભવ

ત્રીજુ પ્રમાણ છે, સાક્ષાત્ સ્વાનુભવ જેમ જેમ કાર્ય
કારણ પરપરા ખૂલતી જાય છે, તેમ તેમ ચિત્ત નિર્મળ
થતુ જાય છે જૂની ચીજો યાદ આવે છે આપણે જો
પ્રયત્ન કરીએ તો કેટલીક વધારે ચીજોયે યાદ આવી શકે
છે કેટલાક લોકો એવા મળે છે, જે પોતાના અગાઉના
જન્મની વાતો કહે છે બુદ્ધિ જેટલી સસ્કારોથી મુક્ત
રહેશે સાફ રહેશે, એટલી તે પૂર્વજન્મનુ સ્મરણ કરી
શકશે વિગતવાર નહી, પરતુ કાઈક ધૂધળુ કે મોટુ મોટુ
સ્મરણ જરૂર થઈ શકે છે પૂર્વજન્મમા જે વિશેષ કામ કે
પ્રયોગ કર્યો હશે, તે યાદ આવી શકે છે કહે છે કે
જ્ઞાનદેવ લખ્યુ છે હુ પૂર્વજન્મમા રાજા હતો ' ડૉક્ટર
એની બેસટે પણ પોતાની કેટલીક વાતો લખી રાખી છે
ગૌતમ બુદ્ધ વિશે પણ એવી જ વાતો કહેવામા આવે છે

બાળપણમા હુ મારી મા પાસે હતો પૂનાની વાત છે
મા મને ક્યાક લઈ જવાની હતી તે વખતે હુ ત્રણ ચાર
વરસનો હતો જ્યા એ મને લઈ જવાની હતી એ સ્થળનુ,
એ ઘરનુ વર્ણન મે કર્યું કે 'ત્યા આવુ આગણુ હશે,
આવો કૂવો હશે,' વગેરે બરાબર એવુ જ ઘર નીકળ્યું
સભવ છે, એ કાગનુ બેસવુ અને ડાળનુ પડવુ જેવુંયે

હોય આટલા પરથી પૂર્વજન્મ હોય જ છે, એમ ન કહી શકાય કદાચ માએ મને કહ્યું હોય 'તારો આ ઘરની સાથે પૂર્વજન્મમા સંબંધ રહ્યો હશે તેથી જ આ એક વાત ધ્યાનમાં રહી ગઈ '

બીજો મને એ ભાસ થાય છે કે 'પૂર્વજન્મમા હુ બગાળી હતો' કારણ ઘુમક્કડ છું જ ફરતા ફરતા હું બંગાળ પહોંચી ગયો, તો જોયું કે જેટલો સમય અને શ્રમ બીજી ભાષાઓ શીખવામા લાગ્યો, એના કરતા ઘણી સહેલાઈથી બંગાળી મેં શીખી લીધી આ પણ મારો અંદાજ જ છે

ત્રીજું અનુમાન એ કે મને બાળપણમા ઘણી જાતનાં આકર્ષણ થયા જ નહીં વડોદરામા કેટલીયે આકર્ષક ચીજો હતી, પરંતુ મારી પર એની કાઈ અસર ન થઈ એક વાર મારા મિત્ર ખૂબ આગ્રહ કરી મને સિનેમા જોવા લઈ ગયા હુ મારી સાથે શેતરજી લેતો ગયો ત્યા જઈ પાથરીને સૂઈ ગયો ! આના પરથી લાગે છે કે પૂર્વજન્મમા હુ આ દૃશ્યોનો અનુભવ લઈ ચૂકયો છુ, તેથી મને એનુ આકર્ષણ જ નથી થતુ

હા, શેતરંજનો ખેલ મને ગમતો હતો, તે રમતો હતો. એક વાર સ્વપ્નમા શેતરંજ જોઈ એટલે મને લાગ્યું કે આ ખેલ તો મારા ઉપર ભૂરકી નાખી રહ્યો છે બીજા દિવસથી જ મેં શેતરંજનો ખેલ બંધ કરી દીધો એને મેં મારા પોતાના પ્રયત્નથી છોડયો તેથી કહી શકું છું કે એ મારી આ જન્મની કમાઈ છે પરંતુ બાકીની ચીજોનું મને આકર્ષણ જ નથી થયું એટલે એ મારી આ જન્મની કમાણી નથી જો ઇચ્છા થાત, અને એને હુ રોકત, તો તે આ

જન્મની કમાણી માની શકાત તેથી પુનર્જન્મ પર વિશ્વાસ બેસે છે અનુમાન, અનુભવ, અને શાસ્ત્ર વચન પરથી એ નિશ્ચિત છે કે પુનર્જન્મ છે વિગતમાં ઊતરીશું તો મતભેદ હોઈ શકે છે

### ઇસ્લામ પણ સહમત

મહમદને કહેવામા આવ્યું હતું કે. 'ગેબ' એટલે કે 'અજ્ઞાન'ની વાત જણાવો એણે કહ્યું: 'જો હું એ જાણતો હોત, તો સમગ્ર સૃષ્ટિ પર મારી સત્તા ચાલત મૃત્યુ પછી જીવન કાયમ રહે છે એ નવું શરીર ધારણ નથી કરતુ, પરંતુ સૂક્ષ્મ લિંગદેહમા પડી રહે છે નવું શરીર, સ્થૂળ શરીર ધારણ કરે છે કે નહીં, સ્પષ્ટ નથી કહી શકાતું તેથી કબ્રસ્તાનમા પડી રહે છે' આ રીતે મુસલમાન લોકો પણ માને છે કે મૃત્યુ બાદ જીવન છે સવાલ એટલો જ છે કે એ સૂક્ષ્મરૂપમા છે કે સ્થૂળરૂપમા?

એક વાર એક મુસલમાન ભાઈ સાથે ચર્ચા ચાલી રહી હતી મેં એમને કહ્યું કે 'એક છોકરો પેદા થાય છે, અને બે મિનિટમા જ મરી જાય છે, તો શું આખરી દિન ન્યાય કરતી વખતે અલ્લા એના આ બે મિનિટના પાપ પુણ્યને જોઈ ન્યાય કરશે? એક જીવ અનંતકાળ સુધી અવ્યક્ત રહે છે પછી બે મિનિટ માટે વ્યક્ત થઈ જાય છે, અને ફરી અનંત કાળ સુધી અવ્યક્ત રહે છે, આ વાત તર્કસંગત જણાતી નથી'

મેં સાંભળ્યું છે કે આજકાલ કેટલાક ખ્રિસ્તીઓ પણ પુનર્જન્મમા માનવા લાગ્યા છે તેથી આપણે એમ નથી કહી શકતા કે જ્યા સુધી વિજ્ઞાન દ્વારા પુનર્જન્મનો સિદ્ધાંત યથાર્થ સિદ્ધ ન થાય, ત્યા સુધી એનો સ્વીકાર ન કરવો જોઈએ

### પુનર્જન્મ વિના જીવન નીરસ

આપણે જો પુનર્જન્મને નહીં માનીએ, તો જીવનમાં કોઈ સ્વાદ જ નહીં રહે. ધારો કે હમણાં મને સાપ કરડે અને હું મરી જાઉં, તો શું એનો અર્થ એ થયો કે મેં આજ સુધી જે બધું જ્ઞાન પ્રાપ્ત કર્યું, તે નકામું ગયું? સાપ જેવા બુદ્ધિશૂન્ય અને ક્ષુદ્ર પ્રાણીના કરડવાથી મારું તમામ જ્ઞાન એક ક્ષણમાં નષ્ટ થઈ જતું હોય, તો પછી મારી બધી જ્ઞાન-પિપાસા જ ખતમ થઈ જાય. પરંતુ મને હજી પણ વધારે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે, કેમકે હું પુનર્જન્મમાં વિશ્વાસ રાખુ છું. મેં જોયું છે કે કેટલાયને સિગારેટ-બીડી પીવાની ઇચ્છા થાય છે. કેટલાય મોટા મોટા લોકોને તેમાં આનંદ જણાય છે. પરંતુ મને ક્યારેય એવું નથી લાગ્યું કે જરા એવી બધી મજા ચાખી લઉં. મારું મન ક્યારેય એ તરફ વળતું જ નથી એનુ કારણ એ હોઈ શકે કે મારા પૂર્વજન્મોમાં આ બધાની વ્યર્થતા હું અનુભવી ચૂક્યો હોઉં. આ બધું સંભવ છે.

આના પરથી સ્પષ્ટ થાય છે કે દરેક વ્યક્તિ પોતાના પહેલાંના જન્મોના અનુભવોની મૂડી સાથે નવો જન્મ લે છે. જ્યાં સુધી વિજ્ઞાન આને સાબિત નથી કરતું, ત્યાં સુધી એને નહીં માનીએ, એ બરાબર નથી. વિજ્ઞાનને તો બિલકુલ નક્કર ને પૂર્ણ પ્રમાણ ( full proof ) જોઈએ. Full ( પૂર્ણ ) કહો કે fool ( બુદ્ધિહીન ) કહો, શાણાઓ માટે તો થોડું અમથું પણ પ્રમાણ પૂરતું છે. હા, વિજ્ઞાનીઓ અને સામાન્ય માણસો માટે તો બિલકુલ 'ફુલ પ્રૂફ' જોઈએ.

## ૧૩

# આત્મા અને એના જ્ઞાનનો ઉપાય

'**આ**ત્મન્' શબ્દની વ્યુત્પત્તિ ચાર રીતે કરવામા આવે છે એક શ્લોકમા એનો આ પ્રકારે સંગ્રહ કરવામા આવ્યો છે.

> यदाप्नोति, यदादत्ते, यच्चात्ति विषयानिह् ।
> यच्चास्य रान्ततो भावस्तस्मादात्मेति कीत्यत ॥

'आप्' व्याप्तौ 'आ+दा' आदाने अद' भक्षणे અને *अत' सातत्यगमने*—આ ચાર ધાતુઓ પરથી *आत्मन्* શબ્દની સિદ્ધિ દર્શાવતા કહેવામા આવ્યુ છે કે જે વ્યાપ્ત કરે છે, જે આદાન અથવા ગ્રહણ કરે છે, જે ખાય છે અને જે સતત ચાલે છે, તે આત્મા છે આ રીતે આ ચાર વ્યુત્પત્તિ છે પરંતુ મને આ બધી જ કાલ્પનિક લાગે છે હા, છેલ્લી વ્યુત્પત્તિ વાસ્તવિકતાની કાંઈક નિકટ કહી શકાય

વાસ્તવમાં મારા મત પ્રમાણે 'આત્મા' શબ્દ आत् ધાતુનું રૂપ છે 'આત્' પૂર્વવૈદિક ધાતુ છે એનો સંસ્કૃતમા લોપ થઈ ગયો છે પરંતુ 'જ્ઞાનેશ્વરી'ની મરાઠીમા એ જેમનો તેમ તથા તમિલ વગેરે દ્રાવિડ ભાષાઓમા અપભ્રંશ

રૂપમાં પ્રગટ થયો છે ભૂત-કૃદન્ત आत् નો અર્થ જ્ઞાનેશ્વરીની ભાષામાં आत्मा—અંદરનો થાય છે. આ आत् મૂળમાં अम् અને मू ની વચ્ચેનો છે તો કે આગળ ચાલતાં આ ધાતુઓનો અર્થ-ભેદ લુપ્ત થઈ ગયો, તો પણ વિચારની દૃષ્ટિએ એ મહત્ત્વનો છે. જેવી રીતે अम् એટલે 'કેવળ હોવું' = નિર્ગુણ, मू એટલે વિવિધ ભાવયુક્ત હોવું = સગુણ. आत् એટલે થઈ શકે તેવું હોવું—વચ્ચેની સ્થિતિ = સગુણ-ગર્ભ નિર્ગુણ

आत्मन् નો સાથી भूमन એ પરમાત્મા વાચક શબ્દ ઉપનિષદોમાં આવે છે બન્નેનો સ્થૂળ રૂપે એક જ અર્થ છે પરંતુ ઝીણવટથી જોઈએ તો भूमन વિશેષણ સગુણ છે भूमन् 'भू' ધાતુ પરથી બન્યો છે, એ ધ્યાનમાં રાખવાથી આ સૂક્ષ્મ ભેદ સ્પષ્ટ થઈ જાય છે પાણિનિએ 'ભૂમન્' શબ્દની વ્યુત્પત્તિ बहु + इमन् એ રીતે બતાવી છે કારણ સંભવ છે કે આ પૂર્વવૈદિક आत धातुनी પાણિનિને જાણ ન હોય જાણ હોત, તો એમને आत + मन् = आत्मन् અને भू + मन् = भूमन् એમ સૂઝત એના અભાવમાં એમને अणिमन्, गरिमन् વગેરેના વર્ગમાં भूमन् ને બેસાડવાની વ્યવસ્થા કરવી પડે છે

ઉપનિષદોમાં भूमन् શબ્દ જ્યા જ્યા આવ્યો છે, ત્યાં તે અલ્પના વિરોધી રૂપમાં ઉપસ્થિત કરવામાં આવ્યો છે. અને એ જ કારણે પાણિનિને આમ કરવાની આવશ્યકતા જણાઈ હોય એ સંભવ છે પરંતુ 'ભૂમન્'નો भू ધાતુ સાથે સંબંધ જોડી દેવાથી એ વિશ્વરૂપ પરમાત્માનો વાચક થઈ જાય છે પછી વિશ્વરૂપમાં બહુત્વ આવી જ જાય છે વળી, 'બહુ' શબ્દ પણ મૂળમાં भू ધાતુનું જ રૂપ છે, એ તરફ ધ્યાન આપવાથી તો પછી જરાયે મુશ્કેલી નથી રહેતી

પરંતુ બ્રહ્માન્ = નિર્ગુણ, આત્મન્ = સગુણ-નિર્ગુણ, ભૂમન્ = સગુણ—વિશ્લેષણને માટે આ રીતે ભેદ કરવામાં આવે, તો પણ અંતે આ બધાને ભુલાવીને ईशावास्यमिद सर्वम् એટલું જ રહે છે.

આત્માની ઓળખ

ઘણી વાર સવાલ ઊભો કરવામાં આવે છે કે આત્મા છે કે નહીં ? ત્યારે કહેવું પડશે કે આત્મા છે, અને તે શરીરથી જુદો છે. શરીરમાં રોગ હોય, તો આપણે ડૉક્ટર-વૈદ્ય પાસે જઈએ છીએ ચરખામાં કાંઈક ખરાબી ઊભી થાય તો એને સુથાર પાસે લઈ જઈએ છીએ ચરખો પોતે સુથાર પાસે નથી જતો તો જે રીતે આપણે ચરખાથી ભિન્ન છીએ, એ જ રીતે શરીરથી પણ ભિન્ન છીએ. એટલું જ નહીં, આનાથી આગળ જઈ આપણે મન અને બુદ્ધિથી પણ ભિન્ન છીએ. લોકો ફરિયાદ કરે છે કે 'હમણાં હમણાં બુદ્ધિ સારી ચાલતી નથી, બહુ થાક લાગે છે. જુવાનીમાં જેટલું કામ કરતી હતી, એટલું હવે નથી કરતી ' આખરે આ બોલનાર કોણ છે ? સ્પષ્ટ છે કે બુદ્ધિથી એ અલગ હશે

આત્મા એટલે દેહથી ભિન્ન ચૈતન્ય જો આત્માનુ અસ્તિત્વ ન હોત, તો માણસ આ પ્રમાણે કહેત જ નહીં જ્યારે માણસને પોતાના દોષોનુ ભાન થઈ જાય છે, ત્યારે તે એનાથી અલગ થઈ જઈને પોતાનો સુધારો કરે છે આ જે પોતાને ઓળખવાની દૃષ્ટિ છે, એ જ—ચૈતન્ય છે ત્યાં સુધી કે માણસ પોતાના મરણ બાદ શું-શું કરવાનું છે, એને માટે પણ સૂચના આપી જાય છે કોઈ યંત્ર પોતાના વિષે એવું નહીં કહે. હમણાં જ એક વિમાન તૂટી પડયું. એને એ ચિંતા ન હતી કે તૂટયા પછી મારું શું કરવામા

આપે આવી વાતો તો માણસ જ કરે છે આપણે દેહની મરણોત્તર વ્યવસ્થા કરી જઈએ છીએ, લખી રાખીએ છીએ, તો એટલા પરથી સ્પષ્ટ થાય છે કે એ દેહથી આપણે અલગ છીએ અને આ જ આત્માની ઓળખ છે

## ૭૧. આત્મા અને પરમાત્મા

એક હોય છે પાપાત્મા, બીજો છે પુણ્યાત્મા, અને ત્રીજો પરમાત્મા જે વાસનાઓથી જકડાયેલો છે તે 'પાપાત્મા' છે એથી પાપ વાસના ખતમ થયા બાદ, તે શુદ્ધ એટલે કે 'પુણ્યાત્મા' થશે, પાપાત્માને ટૂંકમા 'જીવ' કહીએ, અને પુણ્યાત્માને 'આત્મા' શુદ્ધ થયા બાદ જ્યારે એ વ્યાપક બનશે, ત્યારે 'પરમાત્મા' થશે આ રીતે ત્રણે એક જ છે, પરંતુ ત્રણ જુદી જુદી ભૂમિકા છે તદ્દન નીચેની ભૂમિકામા ઘણા બધા જીવ છે એ બધા પાપી છે, તેથી એને 'પાપાત્મા' નામ આપ્યું પણ સામાન્ય રીતે જીવ કહીએ છીએ પાપ સમાપ્ત થતા જે જીવ શુદ્ધ હોય છે, એને 'પુણ્યાત્મા' નામ આપ્યુ એ આત્મા છે કેમ કે આત્મા સ્વયપૂત હોય છે એ વાસનાઓથી જુદો છે, અળગો છે, આત્મસ્વરૂપ છે, તેથી એને કેવળ 'આત્મા' કહીએ છીએ અને જે વ્યાપક બન્યો છે, તે છે 'પરમાત્મા' એ સ્વયસિદ્ધ છે

## યથા પિંડે, તથા બ્રહ્માંડે

એક બીજી વસ્તુ સમજવાની છે, જે પિંડમા છે, એ જ બ્રહ્માડમા છે અહીં લોહી છે, તો બહાર પાણી અહીં પ્રાણ છે, તો બહાર વાયુ એ જ રીતે બહાર પૃથ્વી છે, તો અહીં માટી બહારની મદદ અંદરના દોષોને મટાડવા માટે મળે છે આંખો ખરાબ થઈ જવાથી ડૉકટર કહેશે કે જ્યા લીલુ

લીલુ ઘાસ હોય, તેવે સ્થાને બેસો લીલુ જોવાથી આખને લાભ થાય છે, શાતિ મળે છે ધારો કે ફેફ્સામા પ્રાણ અપાનની શક્તિ ઓછી થઈ ગઈ છે, તો સલાહ મળશે કે ખુલ્લી હવામા સુવાનુ રાખો તાત્પર્ય એ કે બહાર જે મહાભૂતો છે, તે અદરના મહાભૂતોને મદદ કરે છે લોહીમા લોહની ખામી હોય, તો એને વધારવામા બહારથી લોઢાની મદદ મળે છે

વિશ્વમાં વિશ્વથી અલગ ચૈતન્ય હોવુ જોઈએ અહી આખ છે, તો ત્યા સૂરજ અહી પ્રાણ છે, તો ત્યા વાયુ દેહથી ભિન્ન આત્મા છે, તો વિશ્વથી ભિન્ન પરમાત્મા હોવો જ જોઈએ જેમ બગડેલા ફેફ્સાને બહારની હવાથી મદદ મળે છે, તેમ આત્માને પરમાત્માથી મદદ મળી શકે છે આ રીતે ઈશ્વર એક સ્વયસિદ્ધ વાત છે આને હુ માom કહુ છુ કે આત્મા સ્વયસિદ્ધ છે એ શરીર, મન અને બુદ્ધિથી ભિન્ન છે માણસ પોતે કહે છે કે 'મને ખરાબ કામ કરવાની ઈચ્છા થઈ હતી, પણ ન કર્યું' તો આ રોકનાર કોણ હતો ? મનમા ખરાબ વિચાર આવ્યો અને જેણે એને રોકયો, એ જ બુદ્ધિ છે માણસ કયારેક કહે છે કે 'મન બરાબર નથી' તો આ રીતે એને ઓળખનારો જુદો જ હોવો જોઈએ

તૃતીય દેહભેદે

હવે પ્રશ્ન ઊભો થાય છે કે આત્મજ્ઞાન કયારે અને કેવી રીતે થાય છે ? श्वेताश्वतरोपनिषद મા એક વચન આવે છે तस्याभिध्यानात ततीय देहभदे विश्वैश्वय वेवत्र आप्तकाम । तृतीय देहभदे' = ત્રીજી વાર દેહભેદ થતા આત્મજ્ઞાન થાય છે અહી ત્રીજી વારનો અર્થ શુ છે, એ

સમજવું પડશે. સાથે જ પહેલી વાર અને બીજી વાર કાપવું એટલે શું એ પણ જાણવું પડશે.

વાત એમ છે કે દેહની ઉપાધિથી આપણે સાવ ભિન્ન છીએ, એવો માણસના મનમાં જ્યારે દૃઢ વિશ્વાસ થઈ જાય છે, ત્યારે પહેલી વાર એનો દેહ કપાય છે. એને શાસ્ત્રીય ભાષામાં 'વિવેક' નામ આપવામાં આવે છે. સામાન્ય વ્યવહારમાં 'વિવેકથી વરતો' એમ જે કહેવામાં આવે છે, તે અલગ વાત છે એ તો સામાન્ય અર્થ થયો. વિશેષ અર્થ છે, 'દેહથી પોતાને સાવ ભિન્ન જાણવો.' એના પછી માણસના અંતરનો સૂક્ષ્મ અહંકાર, જેને 'અસ્મિતા' કહે છે, એનો ભેદ થાય, એટલે કે સૂક્ષ્મ અહંકાર નાબૂદ થવો જોઈએ આ બીજી વાર દેહભેદ થયો. સ્થૂળ દેહની પાછળ ચાલનારો એ દેહ છે એના પછી ત્રીજો ભેદ છે, 'અવિદ્યાનો છેદ' આ રીતે ત્રણ વાર દેહભેદ થશે. એના પછી આપ્તકામ પુરુષને વિશ્વનું ઐશ્વર્ય પ્રાપ્ત થશે. ભગવાન સામે રાખીને જે ધ્યાન થાય છે, એ 'અભિધ્યાન' છે એવા અભિધ્યાનમાં જેની વાસના સમાપ્ત થઈ ગઈ, એવા આપ્તકામનો ત્રીજી વાર દેહભેદ થશે અને એને વિશ્વૈશ્વર્ય પ્રાપ્ત થશે.

આત્માની પ્રાપ્તિને માટે 'मुण्डकोपनिषद' માં એક ખૂબ જ મહત્ત્વનો મંત્ર છે. એમાં આત્માની પ્રાપ્તિ માટે ચાર સાધન બતાવવામાં આવ્યાં છે એમાં 'સત્ય' સૌથી પહેલું છે, અને તે બહુ જ મહત્ત્વનું છે. એક બાજુ દુનિયાનું બધું જ નીતિશાસ્ત્ર રાખવામાં આવે, અને બીજી બાજુ સત્ય; તો સત્યનું જ પલ્લું નમશે સત્ય સૌથી શ્રેષ્ઠ નીતિધર્મ છે, તેથી તેને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું.

'ખાસ કરીને આત્મપ્રાપ્તિને માટે તો સત્ય ખૂબ જ મહત્ત્વની વસ્તુ છે. આ સત્યનો અર્થ મનસા, વાચા, કર્મણા ત્રિવિધ સત્ય છે. કેવળ વાણીનું જ સત્ય નહીં. જો માનવ જીવન સત્ય પર અધિષ્ઠિત હોય, તો ચોક્કસ જ આત્માનાં દર્શન થઈ જશે

બીજું સાધન 'તપ' કહેવામાં આવ્યુ છે સત્યને સમજવા માટે જે શ્રમ કરવો પડે છે, એને જ 'તપ' કહે છે. ખાસ કરીને ઇદ્રિયોને વશ કરી લેવામાં આવે, તો એમના દ્વારા સત્ય સુધી પહોંચી શકાય છે, અને એ ખૂબ સરળ થઈ જાય છે. પરંતુ જો ઇદ્રિયો પર કાબૂ મેળવવાને બદલે આપણે જ તેમને વશ થઈ જઈએ, તો આપણી સ્થિતિ હાથમા લગામ વિનાના ઘોડેસવાર જેવી થઈ જાય છે. તપસ્યામાં મુખ્યત્વે ઇદ્રિયો પર જ નિયંત્રણ મેળવવાનું હોય છે. એના પછી સત્ય-પ્રાપ્તિ માટે જે પ્રયોગ કરવો પડે છે, એ પણ 'તપ'ની અંદર આવી જાય છે. માણસના મનમાં ઘણી બધી કલ્પનાઓ ઊઠે છે, અંદરથી સ્ફુરે છે પરંતુ એ ઉચિત છે કે અનુચિત એ સમજવા માટે પ્રયોગ કરવા પડે છે, અને એ પ્રયોગો માટે કષ્ટ પણ સહન કરવું પડે છે. આ જ 'તપ' છે. આ રીતે સત્યનો પ્રયોગ કરવો, એને માટે કષ્ટ સહન કરવું એ જ 'તપ' છે.

ત્રીજું સાધન છે, 'સમ્યક્-જ્ઞાન'. વસ્તુના સ્વરૂપનું આકલન કરવા માટે યોગ્ય બુદ્ધિ જોઈએ યોગ્ય બુદ્ધિનો અર્થ છે. અનાસક્ત બુદ્ધિ. જેમાં પૂર્વગ્રહ ન હોય. આ રીતે પૂર્વગ્રહ-રહિત બુદ્ધિ દ્વારા જ આત્માનાં દર્શન થાય છે.

ચોથું સાધન કહ્યું છે. 'બ્રહ્મચર્ય.' અહીં બ્રહ્મચર્ય અને તપ અલગ-અલગ બતાવાયાં છે. તેથી બ્રહ્મચર્ય એટલે મુખ્યત્વે

અધ્યયન, ચિંતન, મનન વગેરે સમજવું જોઈએ, નહીં તો અલગ સાધનરૂપે તપનો નિર્દેશ વ્યર્થ થઈ પડશે, કેમકે બ્રહ્મચર્યમાં તપ આવી જ જાય છે

આ રીતે સત્ય એક નૈતિક મૂળતત્ત્વ થયું અને તપસ્ એટલે કે એ સત્યને માટે જે પ્રયોગ કરવા પડયા, એની તૈયારી થઈ સમ્યક્ જ્ઞાન એટલે બુદ્ધિની સૂક્ષ્મતા અને તટસ્થતા, અને બ્રહ્મચર્ય એટલે નિરંતર અધ્યયન, મનન, ચિંતન વગેરે આ બધુ જો હોય તો આત્માના દર્શન થાય છે એ મંત્રનો આરંભ આ પ્રકારે છે ' सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् । અર્થાત્ ' આ આત્મા સત્ય, તપ, સમ્યક્ જ્ઞાન અને બ્રહ્મચર્યથી હમેશાં પ્રાપ્ત કરી શકાય છે

## ૧૪
# બ્રહ્મચર્ય · એક તાત્ત્વિક વિશ્લેષણ

બ્રહ્મચર્યને ભારતીય સંસ્કૃતિનું એક મુખ્ય તત્ત્વ માનવામાં આવ્યું છે જો કે દુનિયાના બધા સમાજોમાં એના પર વિચાર થયો છે, અને પ્રયોગ પણ તેમ છતાં હિંદુસ્તાનના સાહિત્યમાં અને ખાસ કરીને સંસ્કૃત ભાષામાં બ્રહ્મચર્ય વિષે જેટલો આદર તથા ઊંડું ચિંતન જોવા મળે છે એટલું બીજે ક્યાય જોવા નથી મળતું

### બ્રહ્મચર્યનો અર્થ

'બ્રહ્મચર્ય' શબ્દનો અર્થ છે, માણસ બ્રહ્મની ખોજમાં પોતાનું આખું જીવન પ્રયોજે બ્રહ્મચર્યમાં આપણી સામે કોઈ અભાવાત્મક (નેગેટિવ) વાત નહીં, ભાવાત્મક (પોઝિટિવ) વાત મૂકવામાં આવે છે એમાં કોઈ ખાસ ચીજની પરહેજ હોય, એટલું જ નથી, બલ્કે અમુક વાત પ્રત્યક્ષ કરવાની છે, અને એને જ બ્રહ્મચર્ય કહેવામાં આવે છે બ્રહ્મચર્યનો અર્થ છે સૌથી મોટું ધ્યેય, પરમેશ્વરનો સાક્ષાત્કાર કરવો એનાથી ઓછી વાત જ તેમાં નથી આવતી બ્રહ્મનો અર્થ છે, કોઈ પણ બુકત કલ્પના કોઈ માણસ

પોતાના બાળકની સેવા એને પરમાત્મ સ્વરૂપ માનીને કરે અને ઇચ્છે કે એનો છોકરો સત્પુરુષ બને, તો એ પુત્ર જ એને માટે બ્રહ્મ બની જાય છે. એને માટે બાળકને નિમિત્તે બ્રહ્મચર્ય પાળવું સહેલું થશે માતા બાળકો માટે રાત ને દિવસ કષ્ટ સહન કરવા છતાં એમ જ અનુભવે છે કે એણે બાળકને માટે કાંઈ જ નથી કર્યું બાળક પરના એના પ્રેમની તુલનામાં પોતે સહન કરેલ કષ્ટ એને અત્યંત નજીવું જણાય છે. આ જ રીતે બ્રહ્મચારીનું જીવન તપ અને સંયમથી ઓતપ્રોત રહે છે પણ સામે રહેનારી વિશાળ કલ્પનાના પ્રમાણમાં બધો સંયમ એને અલ્પ જ લાગે છે એના વિષે 'હું ઇંદ્રિયનિગ્રહ કરું છું' એવો કર્તરિ-પ્રયોગ કરવાને બદલે 'ઇંદ્રિયનિગ્રહ કરવામા આવે છે' એવો કર્મણિ પ્રયોગ જ કરવો પડે છે ધારો કે કોઈ વ્યક્તિ હિંદુસ્તાનની દીન જનતાની સેવાનું ધ્યેય રાખે, તો એ સેવા જ એનું બ્રહ્મ છે એને માટે એ જે કરશે, એ જ બ્રહ્મચર્ય છે ટૂંકમા, નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળનારાની આંખોમાં વિશાળ કલ્પના હોવી જોઈએ ત્યારે જ એ સરળ બને છે બ્રહ્મચર્યને હુ વિશાળ ધ્યેયવાદ અને તે માટે સંયમનું આચરણ કહુ છું બ્રહ્મચર્ય-ની બાબતમાં આટલી વાત મુખ્ય છે.

### બ્રહ્મચર્યની સાધના શા માટે ?

કોઈ પણ વિશાળ ધ્યેયને માટે બ્રહ્મચર્યની સાધના કરી શકાય છે. જેમ કે ભીષ્મે પોતાના પિતા માટે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી હતી, અને એને જીવનભર સારી રીતે નિભાવી આગળ વધીને તેઓ એના આધ્યાત્મિક ઊંડાણમાં ઊતર્યા. એમની મોટા આત્મનિષ્ઠ પુરુષોમાં ગણના થાય છે. એમની એ બ્રહ્મચર્ય-સાધનાનો આરંભ બ્રહ્મપ્રાપ્તિને નિમિત્તે

તો નહોતો થયો, પણ એમની સામે ધ્યેય મોટું હતું પોતાના પિતાને માટે એમણે ત્યાગ કર્યો, અને પછી એનો ઊંડો અર્થ વિચારી લીધો

એવી જ રીતે ગાંધીજીએ પણ સમાજની સેવા માટે બ્રહ્મચર્યનો આરંભ કર્યો દક્ષિણ આફ્રિકામા કામ કરતી વખતે એમના મનમા વિચાર આવ્યો કે સેવા કાર્ય કઠણ છે સેવાની સાથે કુટુંબની પણ વૃદ્ધિ થતી જાય, બાળ બચ્ચા વધતા જાય તે ન ચાલે તેથી એમણે નિર્ણય કર્યો કે સમાજની સેવા માટે બ્રહ્મચર્યનુ પાલન આવશ્યક છે પરંતુ પછીથી એમનો વિચાર એ વાતના ઊંડાણમા પહોંચ્યો. આ રીતે ગાંધીજીની બ્રહ્મચર્ય સાધનાનો આરંભ સમાજ સેવા માટે થયો એ પણ પોતાનામા એક વિશાળ ધ્યેય છે પછી એમનો વિચાર વિકસિત થતો ગયો આ રીતે કોઈ વ્યાપક અને વિશાળ ધ્યેયને માટે એનો આરંભ કરીને પછી આગળ વધી શકાય છે

બ્રહ્મચર્યની સાધના બીજી વાતો માટે પણ થાય છે કેટલાક લોકો વિજ્ઞાન માટે બ્રહ્મચર્યનુ પાલન કરે છે એને માટે તેઓ એટલા એકનિષ્ઠ હોય છે કે એ સ્થિતિમા ગૃહસ્થાશ્રમમા પડવું એમને ઉચિત નથી લાગતુ તેઓ વિજ્ઞાનમા તન્મય થઈ જાય છે અને તેથી જ એમને બ્રહ્મચર્ય સહેજે સધાઈ પણ જાય છે, એનુ પાલન સારી રીતે થઈ શકે છે એ સાચુ કે આ પૂરુ બ્રહ્મચર્ય નથી કારણ, જ્યા સુધી બ્રહ્મનિષ્ઠા ઉત્પન્ન નથી થતી, ત્યા સુધી પૂરું બ્રહ્મચર્ય નહી કહી શકાય તન્મયતામાં મોટી શક્તિ છે કોઈ એક ધ્યેયમા તન્મય થઈ જઈએ રાત ને દિવસ એ જ વાત સૂઝે, તો તે આસાનીથી સધાઈ જાય છે

### બધી ઇન્દ્રિયોનો નિગ્રહ

બ્રહ્મચર્યમાં બહુ મોટી સાધનાની જરૂર છે કેવળ એક જ ઇન્દ્રિયનો નિગ્રહ, એટલો માત્ર એનો અર્થ કરવામાં આવે, તો તેમાં ખતરો છે એનો તો અર્થ છે, 'બધી ઇંદ્રિયો પર કાબૂ મેળવવો' તેથી બ્રહ્મચર્યમા બે વાત હોય છે:

(૧) ધ્યેય ઉત્તમ હોવું જોઈએ અને તે વિકસિત થતા થતા બ્રહ્મની ઉપાસના સુધી પહોચે

(૨) બધી ઇન્દ્રિયો અને મન ઉપર પણ કાબૂ હોય

આનો અર્થ એ નહીં કે ઇંદ્રિયો અને મનને દબાવીએ બલ્કે એમને યોગ્ય દિશામા લઈ જવા પડશે જો દબાવવાના ખ્યાલથી કામ ચાલ્યુ, તો માણસનો વિકાસ નહી થાય એ તો નકારાત્મક વાત થઈ બધી જ ઇંદ્રિયોનો યોગ્ય ઉપયોગ થાય યોગ્ય નિયમન થાય, તો તેને લીધે સાધકોને બહુ લાભ થાય છે

બીજી એક વાત કહેવાની બાકી રહી જાય છે તે એ કે જીવનની નાની નાની વાતોમા પણ નિયમન આવશ્યક છે ખાવું, પીવું, બોલવુ, બેસવું, સૂવું. વગેરે બધી બાબતોમા નિયમન જોઈએ મન ફાવે તેમ વરતવા છતા ઇદ્રિય નિગ્રહ સાધવાની આશા વ્યર્થ છે ઘડામા નાનુ સરખું કાણું હોય તો પણ તે પાણી ભરવા માટે યોગ્ય નથી રહેતો એવું જ આ બાબતમાં પણ છે

### દરેક આશ્રમમાં બ્રહ્મચર્ય

આ દૃષ્ટિએ હિંદુસ્તાનના ધર્મ-વિચારમાં સુવ્યવસ્થિત આયોજન કરવામા આવ્યું છે માણસમા સૌથી પહેલાં

ગુરુ નિષ્ઠા હોવી જોઈએ એની સાથે બ્રહ્મચર્યને પણ જોડી દીધું, તો એ થયો પહેલો આશ્રમ, બ્રહ્મચર્યાશ્રમ પછી બીજો આશ્રમ આવે છે ગૃહસ્થાશ્રમ તેમા પતિ પત્નીની એક બીજા પ્રત્યે નિષ્ઠા આવે છે એના પછી વાનપ્રસ્થાશ્રમ છે તેમા પણ સમાજ નિષ્ઠાની સાથે બ્રહ્મચર્યને જોડી દેવામા આવ્યુ છેલ્લા સન્યાસ આશ્રમમા તો બ્રહ્મનિષ્ઠા હોય જ છે, એની સાથે બ્રહ્મચર્ય પણ જોડી દવામાં આવ્યુ આ રીતે પહેલેથી છલ્લે સુધી બ્રહ્મચર્યનો વિચાર રાખવામા આવ્યો વિચારથી પીઠબળ અને પોષણ મળે છે વિચાર વિના કામ નથી ચાલતુ હુ પગપાળો ફરતો ત્યારે શ્રમ તો થતો જ, પણ સામે એક ઉદ્દેશ હોવાથી એ શ્રમ લાગતો નહી એ શ્રમ નહી, 'તપ' થયુ, નહી તો 'તાપ' બની જાત વગર વિચાર્યે કષ્ટ કરવામા આવે, તો તે 'તાપ' બની જાય છે પણ વિચારપૂર્વક કષ્ટ કરવામા આવે, તો તે કષ્ટ પણ આનદમય થાય છે તેથી જ તેને 'તપ' કહે છે

## જીવનની પાયાની નિષ્ઠા

બ્રહ્મચર્યાશ્રમમા ગુરુનિષ્ઠાની વાત હતી અધ્યયન કરવુ હતુ એની સાથે બ્રહ્મચર્યાશ્રમ આવે છે આ રીતે તે માણસના જીવન માટે પાયારૂપ બની જાય છે બ્રહ્મચર્ય પાયાની નિષ્ઠા છે આજકાલ પાયાની કેળવણીની વાત થાય છે એનો અર્થ છે, જે ચીજો સમગ્ર જીવનમા કામ આવે છે એનુ શિક્ષણ જેમકે ઉદ્યોગ વગેરે એનો પાયો પાક્કો છે પરતુ બ્રહ્મચર્ય આ બધામાં સૌથી મોટો ગુણ છે એ એવો ગુણ છે, જેનાથી માણસને હમેશા મદદ મળે છે જીવનના બધા પ્રકારના ખતરામા મદદ મળે છે તેથી

પાયાની કેળવણીમાં બાળકોમાં બ્રહ્મચર્ય-નિષ્ઠા પેદા થાય એવી વ્યવસ્થા હોવી જોઈએ

અધ્યયન-કાળ સમાપ્ત થયા પછી ગૃહસ્થાશ્રમ આવે છે. એમાં પતિ-પત્નીની પરસ્પર નિષ્ઠા અને કેવળ સંતાનને માટે સંભોગની વાત હોય છે પણ આજકાલ દુનિયામાં એ વાત નથી ચાલતી જો કે લોકોને આ વિચાર ગળે ઊતરી જાય, તો ચાલી શકે છે આ રીતે ગૃહસ્થાશ્રમનો આધાર પણ બ્રહ્મચર્ય છે સંતાનની વાસના સાથે સંતાનની સેવાની વાત આવે છે, અને એની સાથે સંતાનની પૂજા બધાનો ધર્મ બને છે પછી અતિથિસેવા પણ આવે છે બ્રહ્મચર્યને માટે આ બધા સાધન આવશ્યક છે ગૃહસ્થાશ્રમ પણ થોડા જ વર્ષો માટે હોય છે આ રીતે પહેલા બ્રહ્મચર્યાશ્રમ, પછી થોડા વખત માટે ગૃહસ્થાશ્રમ, અને એમાં પણ બ્રહ્મચર્ય માટે અવકાશ, અને એના પછી વાનપ્રસ્થાશ્રમ એવી યોજના બનાવવામા આવી હતી

પરંતુ દુ:ખની વાત છે કે આજે એ બધી યોજના રહી નથી હિંદુસ્તાનના ધર્મની આ વિશેષ વાત હતી, તે હવે નથી રહી હવે તો બધા જ ધર્મોમા કેવળ થોડો અમથો ભક્તિમાર્ગ ચાલી રહ્યો છે આમ તો એ સારો જ છે એના જ આધારે આપણે આગળ વધીશું પરંતુ ભક્તિમાર્ગ એક ન્યૂનતમ કાર્યક્રમ છે આધ્યાત્મિક જીવનનો આધાર છે, બ્રહ્મચર્ય. એ જ પાયા પર બાકીનુ આખું મકાન ઊભું કરવું છે. આજે તો હિંદુ ધર્મનુ મકાન ધરાશાયી થઈ ગયુ છે આપણે હિંદુ ધર્મની ફરી સ્થાપના કરવી છે એમા બ્રહ્મચર્ય ઘણો મોટો વિચાર છે

### ઇસ્લામનો આદર્શ

ઇસ્લામે એવો વિચાર રાખ્યો છે કે ગૃહસ્થ ધર્મ જ પૂર્ણ આદર્શ છે બાકીના આદર્શ (જેમ કે બ્રહ્મચર્યનો) ગૌણ છે ઇસ્લામ કહે છે કે આમ તો ભગવાન ઈશુ આદરણીય હતા, પણ તેઓ હતા બ્રહ્મચારી તેથી એમનુ જીવન પૂર્ણ જીવન નહી માનવામા આવે મહમદનો આદર્શ પૂર્ણ છે તેઓ ગૃહસ્થ હતા આમ બ્રહ્મચારીને વિશેષજ્ઞ (એક્સ્પર્ટ) જેવા માનવામા આવશે વિશેષજ્ઞ એકાંગી હોય છે જો કે સમાજને એમની પણ આવશ્યકતા હોય છે તેમ છતા જેમણે આરભથી અત સુધી બ્રહ્મચારીનુ જીવન વિતાવ્યુ, એમનો આદર્શ પૂર્ણ નથી પુરુષોત્તમ, પૂર્ણ આદર્શ તો ગૃહસ્થ જ છે સ્ત્રી અને પુરુષ બન્નેને માટે ગૃહસ્થ જ આદર્શ છે આ જ દૃષ્ટિએ મુસલમાનોનુ ચિતન ચાલે છે

### વૈદિક આદર્શ

ત્યારે વૈદિક ધર્મમા બીજી જ વાત છે ત્યા બ્રહ્મચર્યને જ આદર્શ માનવામા આવ્યો છે વચ્ચે આવનારો ગૃહસ્થાશ્રમ તો વાસનાના નિયત્રણ માટે છે આ રીતે નિયત્રણની એક સામાજિક યોજના બનાવવામા આવી, જેને લીધે માણસ જલદીથી ઉપરની સીડી ચઢી શકે સર્વોત્તમ આદર્શ તો બ્રહ્મચારીનો જ હતો

### સ્ત્રી પુરુષમા ભેદ અનુચિત

વચ્ચેના જમાનામાં સ્ત્રી પુરુષમા ભેદ માનવામા આવ્યો, તેને લીધે હિદુ ધર્મની દુર્દશા થઈ ગઈ પુરુષને તો બ્રહ્મચર્યનો અધિકાર આપવામા આવ્યો પણ સ્ત્રીને એ ન અપાયો તેથી સ્ત્રીએ ગૃહસ્થાશ્રમી બનવું જ જોઈએ

એવું માનવામા આવ્યુ કે તે ગૃહસ્થાશ્રમી નથી બનતી, તો અધર્મ થાય છે અધર્મનો આ આરોપ સહન કરવા છતાયે કેટલીક એવી સ્ત્રીઓ નીકળી, જે સમાજની વિરુદ્ધ ખડી થઈને બ્રહ્મચારિણી જ રહી જેમ કે રજપૂતાનાની મીરાબાઈ, મહારાષ્ટ્રની મુક્તાબાઈ પરંતુ સમાજે એમના ઉપર અધર્મનો આરોપ મૂક્યો જ એમણે પોતાને માટે બ્રહ્મચર્યનો આગ્રહ રાખ્યો, પરંતુ સમાજે એમનો બ્રહ્મચર્યનો અધિકાર માન્યો જ નહી આપણે આ ચીજ બદલવી પડશે ત્યારે જ સાચા અર્થમા હિંદુ ધર્મની ફરી સ્થાપના થઈ શકશે

## ૧૫
# રાગ-દ્વેષ-મુક્તિ

કેટલાક રાગ-દ્વેષ હોય છે નિર્દોષ, તકલીફ ન આપનારા, તો કેટલાક હોય છે કષ્ટ આપનારા. ઇંદ્રિયો માટે રાગ-દ્વેષ અનિવાર્ય છે. આંખ ઉપર બૅટરીનો પ્રકાશ ફેંકવામાં આવે, તો આંખને પીડા થશે, તેનાથી તે સહન નહીં થાય. આનું નામ છે, દ્વેષ. આને બદલે જો હર્યું-ભર્યું મેદાન આંખની સામે હોય, તો આનંદ થાય છે; ખુશી થાય છે. એ છે, રાગ. આ રીતે સ્પષ્ટ છે કે ઇંદ્રિયોમાં રાગ-દ્વેષ અનિવાર્ય છે, બલ્કે ઇંદ્રિયોમાં રાગ-દ્વેષ ન હોય, તો તે નકામી બની જશે. ખાવા માટે કોઈ વસ્તુ બનાવવામાં આવી હોય અને નાકમાં દુર્ગંધ આવે, તો આપણે નથી ખાતા. નાકને દુર્ગંધ સહ્ય નથી. એ ખાવાનું ઠીક નથી. જીભ પણ ખરાબ વસ્તુ પસંદ નથી કરતી, તો એ નથી ખાતા, એ બરાબર જ છે. આ રીતે કેટલાક રાગ-દ્વેષ લાભદાયી હોય છે. અમુક વસ્તુ આપણે માટે ખાવા યોગ્ય છે કે નહીં, એ જોવું પડે છે આપણે જીભને બગાડી મૂકી છે, ખરાબ ટેવો પાડી રાખી છે. એને મરચું ખવડાવવામાં આવે, તો એ જ આદત પડી જશે. જીભ પોતાનામાં સાફ

હોય છે. દુનિયામાં એવું કોઈ બાળક નથી, જે ગળી ચીજ છોડીને મરચું ખાય. જીભને જો બગાડી ન હોય, તો એ જે પસંદ કરે, તે ખાવું જોઈએ કેટલું ખાવું, એનો જવાબ જીભ નહીં, પેટ આપશે. સારૂં લાગ્યું તો વધારે ખાઈ લીધું, એવું નહીં. ટૂંકમાં, કેટલાક રાગ-દ્વેષ નુકસાન કરનારા પણ છે આ રીતે રાગ-દ્વેષ બે પ્રકારના હોય છે.

### અભાવ નહીં, મર્યાદા

દોષ ત્યાં આવે છે, જ્યા આપણે મર્યાદાથી આગળ વધી જઈએ છીએ. મધુર ગાયન સાંભળવાથી આનંદ થાય છે. પરંતુ ખૂબ વધારે સાંભળવાથી મગજને નુકસાન પણ પહોંચે છે. કલાકો સુધી ગીતો સાંભળતા રહીએ, જાગતા રહીએ, તો તેનો અતિરેક થઈ જશે એ આસક્તિ છે. જ્યાં વિષયોનુ મર્યાદિત સેવન થાય છે, ત્યા રાગ-દ્વેષ હાનિકારક નથી બનતા. પરંતુ જ્યા અતિસેવન થાય છે. ત્યા નુકસાન થાય છે વેદાત સમજાવનાર એ નથી સમજાવતા કે રાગ દ્વેષ બે પ્રકારના છે ઊલટું એનુ ખંડન જ કરે છે માણુસ ઘણા રાગ-દ્વેષથી મુક્ત થઈ શકે છે પરંતુ જે જરૂરી રાગ-દ્વેષ છે તેનાથી તો માણસને દેહથી મુક્ત થયા બાદ જ મુક્તિ મળે છે દેહમા રહીને એ શકય નથી. દેહમાં રહેવા છતાં એનાથી મુક્તિની આશા જ ન રાખવી જોઈએ એટલુ જ થાય કે રાગ-દ્વેષ મર્યાદાથી બહાર ન જાય કોઈ જ્ઞાની છે, એ વિષ્ટા ખાઈ લે, તો એ ઠીક નથી. એની જીભ તીક્ષ્ણ હોવી જોઈએ. જરા પણ ભેળમેળ હોય, તો તે ઓળખી લેવી જોઈએ. એ કાંઈ પણ ખાઈ લેતો હોય, તો હું કહીશ કે કાં તો એ પાગલ છે, કાં ધ્યાનયોગી. પરંતુ

જે સાચો જ્ઞાની હશે, એ તો બરાબર ઓળખશે કે અમુક વસ્તુ ખાવા માટે યોગ્ય છે કે નહીં ઓળખીને એનું સેવન પણ મર્યાદિત જ કરશે જે યોગ્ય હશે, એ જ ખાશે. અને તે પણ મર્યાદિત પ્રમાણમા ખાશે

તેથી જ મારો પોતાનો એવો વિચાર છે કે રાગ-દ્વેષનુ હમેશાં ખંડન માનવ-દેહમાં આવશ્યક નથી એ મર્યાદામા હોવા જોઈએ મુક્તિને માટે રાગ દ્વેષ ન હોવા જોઈએ, અને તે દેહત્યાગ વિના સંભવ નથી

## ૧૬

# ધ્યાન - ઉપાસના

કેટલાક લોકો ઉપાસના, ઈશ્વર-સ્મરણ વગેરેમાં માનતા જ નથી. તેઓ કહે છે કે નિષ્કામ ભાવે, નિરહંકાર થઈને ઉત્તમ સેવા-કાર્ય કરતા રહો, આચરણ સારું રાખો, તો એમાં બધું જ કાંઈ આવી ગયું. આમ તો આ વાત પણ ખોટી નથી. જો નિષ્કામ સેવા થતી રહે, ચિત્ત નિરહંકાર બની રહે, તો 'ઈશ્વર-સ્મરણ' કર્યા વિનાયે ચાલી શકે. પણ આ 'જો' ખૂબ મુશ્કેલ છે. એ સધાઈ જાય, તો ચાલી જશે

### - ભક્તિનું પોતાનું આગવું ક્ષેત્ર

તોય એક વાત કહેવી પડશે. ભક્તિનું ક્ષેત્ર પોતાનું સ્વતંત્ર ક્ષેત્ર છે એના પોતાના સ્વતંત્ર અનુભવ છે એક વાર માની લઈએ કે નિષ્કામ-નિરહંકાર સેવા કરવાથી ચિત્તનું સમાધાન થઈ શકે છે. પરંતુ કોઈ માણસ અમુક નૈતિક ભૂમિકામાં કામ કરે છે, નિષ્કામ— નિરંહકાર સેવા કરે છે, તો એને વિજ્ઞાનનો પણ અનુભવ મળી જશે, એવું કાંઈ નથી. વિજ્ઞાન એક અલગ જ વસ્તુ છે. એની નૈતિક કે ભૂતદયાની યોજનાથી વિજ્ઞાન અલગ જ રહી જશે એટલે કે

જીવનનું એ એક અંગ અપૂર્ણ રહેશે વિજ્ઞાનનો અનુભવ વિજ્ઞાનીઓને હોય છે, તો નિષ્કામ સેવાનો અનુભવ નીતિ નિષ્ઠ સેવકોને પણ એક ત્રીજા અનુભવ વિના બંને અધૂરા છે ભક્તિ દ્વારા જ એ અનુભવ થઈ શકે છે, જેને ગૌતમ બુદ્ધે अधिचि चत्ते प्रायोग કહ્યુ છે— અર્થાત્ અધિચિત્ત પર બેઠક આરૂઢ થવી

ચિત્તની ઉપરનું પણ કોઈ દર્શન છે એ દર્શનનો સાક્ષાત્કાર થાય છે એમાં રૂપ દર્શન છે, અને સંકેત દર્શન પણ જેટલુ વિશાળ વૈજ્ઞાનિક વિશ્વ બહાર ઊભું છે, જેટલી વિશાળ માનવતા બહાર ઊભી છે, નીતિ અને સેવાનુ જેટલું વિશાળ ક્ષેત્ર બહાર ઊભું છે, એટલું જ વિશાળ એક ત્રીજુ યે વિશ્વ છે, જે ' અંતર-વિશ્વ ' કહેવાય છે એમાં જે અનુભવ આવે છે, એ ઉપાસના દ્વારા આવે છે એના વિના પણ માણસના ચિત્તનુ સમાધાન થઈ શકે છે પરંતુ એનાથી ચિત્ત શક્તિ સંપન્ન થશે સમાધાનમા શક્તિ પણ ઉમેરાશે, અને ચિત્તમા ઈશ્વરીય ચેતનના અંશનો આવિર્ભાવ થશે આ રીતે ઘણાને સાક્ષાત્કાર થયા પણ છે

**પરમાત્મ-ચેતનના આવિર્ભાવના અનુભવથી જ પૂર્ણતા**

આ સાક્ષાત્કારોનુ વિવરણ નૈતિક કે કરુણાની ભૂમિકાથી અથવા વૈજ્ઞાનિક કે બૌદ્ધિક ભૂમિકાથી નહીં થાય આ બન્નેથી જુદી એ એક ત્રીજી વસ્તુ છે તેથી એ તરફ જો કોઈનુ ધ્યાન રહેશે, તો એના જીવનનો અનુભવ અધૂરો મનાશે એ પૂર્ણપુરુષનું દર્શન નહી હોય શુદ્ધ હશે, બુદ્ધ હશે, તોય સિદ્ધ નહી માનવસેવા અને આત્મ નિષ્ઠાથી માણસ શુદ્ધ થશે વિજ્ઞાન નિષ્ઠાથી બુદ્ધ થશે પરંતુ માણસ સિદ્ધ ત્યારે જ થશે, જ્યારે એની પોતાની ચેતનામા

પરમાત્મ ચેતનાના આવિર્ભાવનો એને અનુભવ થશે. પોતાના ચેતનનો એને અનુભવ છે સ્વપ્ન, જાગૃતિ અને સુષુપ્તિમાં પણ એ ચેતનનો એને પરિચય છે પરંતુ એમાં જ્યારે પરમાત્મ-ચેતનના આવિર્ભાવનો અનુભવ થાય છે, ત્યારે જ માણસ અને એના જીવનને પૂર્ણતાનુ ભાન થાય છે ત્યારે જ એ સિદ્ધ પણ થાય છે શુદ્ધ ભૂમિકા અને બુદ્ધ ભૂમિકાથી જુદી આ સિદ્ધ ભૂમિકા છે જીવન એટલે એક ખોજ છે, તલાશ છે આપણી એ ખોજ ચાલી રહી છે

*જન્મ-મરણ, સ્વપ્ન, સમાધિ બધું જ વ્યક્તિગત*

તમે જાણો છો કે સ્વપ્નનો અનુભવ વ્યક્તિગત છે આખો સમાજ એક સ્વપ્નમા નથી જઈ શકતો એવો અનુભવ ભાગ્યે જ થયો હશે કદાચ કયારેક થયો હોય, કેમકે ઈશ્વરની દુનિયામા કાંઈ પણ અસભવ નથી પરતુ ઘણુ કરીને બધાને એક સ્વપ્ન આવ્યુ, એવો અનુભવ નથી થતો જાગૃતિમા એક જ વિચાર બધાએ કર્યો, બધાને સૂઝયો, બધાએ મળીને સહકાર્ય કર્યું, સહચિતન કર્યું, એ તો સામાન્ય અનુભવ છે પણ એક સમાજ છે એની બધી જ વ્યક્તિ રાત્રે સૂઈ જાય છે, તો એમને સમાન સ્વપ્ન આવ્યા, એવું ન તો કયારેય સાભળ્યુ છે અને ન તો કોઈ દિવસ થયું છે એનુ કારણ છે વ્યક્તિનુ વ્યક્તિ રૂપે જ રહી જવુ જ્યા સુધી એ સમષ્ટિમા લીન નથી થઈ જતી, ત્યા સુધી એનુ અલગ વ્યક્તિત્વ કાયમ રહે છે એને પોતાના એક ચેતનમા પરમાત્મચૈતન્યનો જે અનુભવ થશે, એ વ્યક્તિગત જ રહેશે લાખ પ્રયાસ કરવા છતા પણ એ સામૂહિક નથી થઈ શકતો એમા બીજાને ભાગ પડાવી શકાય પરસ્પર અનુભવોની આપ લે થાય અને અનુભવ સમૃદ્ધ થાય, એમ

બની શકે છતા તે વ્યક્તિનો પોતાનો આગવો અનુભવ જ હશે

બીજુ ઉદાહરણ છે મરણનુ જેવુ સ્વપ્નનુ, તેવુ જ મૃત્યુનુ દરેક માણસ જુદો જુદો જ મરશે સભવ છે કે ધરતીકપ થયો તો એકદમ એકસાથે બધા મરી જાય પણ 'એકસાથે' મરવું એ એક વાત છે, અને 'એકરૂપ' થઈને મરવુ એ બીજી વાત એક મરણમા બધા નહી મરે એક જનમમા બધા નહી જન્મે એક જ સમયે અનેક જન્મ થઈ શકે છે, અને મરણ પણ થઈ શકે છે પરતુ જે મૃત્યુમા હુ પેઠો, તેમા જ તમે પણ પેસો, એવુ નથી થઈ શકતું મૃત્યુ પણ અત્યત વ્યક્તિગત બાબત છે

ગાઢ નિદ્રામા અદ્વૈતનો અનુભવ

આ રીતે સમાધિ, સ્વપ્ન અને જન્મ અત્યત વ્યક્તિગત છે માત્ર એક ગાઢ નિદ્રા જ એવી છે, જેમા આપણો લોપ થઈ જાય છે એમા વ્યક્તિગત ચેતના ડૂબી જાય અને આપણે બધા એકરૂપ થઈ જઈએ છીએ એ અનુભવ આપણને ન થાત, તો કયારેય અદ્વૈત સિદ્ધ ન થઈ શકત અને તો દરેક હાલતમા વ્યક્તિ અલગ જ રહેત પણ નિદ્રાનો આ એક એવો વિલક્ષણ અનુભવ છે કે તેમા જાનવરનુ જાનવરપણુ અને માનવનુ માનવપણુ શેષ નથી રહેતું તેથી એના આધારે અદ્વૈતની સિદ્ધિ થાય છે

સાર એ કે ઘણાખરા અનુભવો પોતાના કે વ્યક્તિગત જ રહેશે તે એકબીજામા સક્રાત થઈ શકશે, તોયે 'મારા' મારા જ રહેશે, અને 'તમારા' તમારા જ એ બધા અનુભવોને ટાળીને જો આપણે જીવન વિશે વિચારીએ, તો ભલે જીવનમા સમાધાન થઈ જાય, છતાં પૂર્ણતા નહી થાય

સમાધિ થશે, સિદ્ધિ નહીં. સમાધિથી પણ જુદી અવસ્થા સિદ્ધિની છે

અહીં સિદ્ધિનો અર્થ 'યોગ-સિદ્ધિ' નહીં. એ એક સ્વતંત્ર વિષય છે, જેનાથી મનુષ્યના હાથમાં થોડીક ચમત્કાર-શક્તિ આવે છે પણ એ પણ છેવટે અલ્પ-સિદ્ધિઓ જ છે. અલબત્ત, એમાં કેટલીક ખૂબ મોટી છે, જેને 'અષ્ટમહાસિદ્ધિ' નામ આપવામાં આવ્યુ છે પરંતુ તે આઠેય સિદ્ધિઓ ભેળી મળીનેય અલ્પ જ છે પરંતુ જે સિદ્ધિની વાત હું કરી રહ્યો છું, એ પૂર્ણતા-સિદ્ધિ છે અણિમા, મહિમા, લઘિમા નહી, તે પૂર્ણિમા જ છે તે એક પૂર્ણ તત્ત્વ છે એના અનુભવ માટે વ્યક્તિગત ચેતનમા પરમાત્મ-ચેતનનો આવિર્ભાવ થવો જોઈએ તેથી આમા જે સામેલ થઈ શકે છે, તે શ્રદ્ધાપૂર્વક સામેલ થાય, તો એમને માટે અનુભવનુ એક ક્ષેત્ર ખુલ્લુ રહેશે, નહીં તો અનુભવનુ એક આખેઆખું ક્ષેત્ર બંધ રહેશે

### શક્તિ અને ભક્તિ

આપણા કાર્યકર્તાઓએ આ ક્ષેત્રમા પણ પ્રવેશ કરવો પડશે, જે શક્તિનો એક સ્રોત છે પણ ત્યા પહોંચવું એ શક્તિ પ્રાપ્ત કરવાના ખ્યાલથી નહીં શક્તિ તો કેવળ પરમાત્માની જ હોય છે આપણે બધા તો ભક્તિ જ કરી શકીએ છીએ જે માણસ શક્તિ કે કર્મની પાછળ લાગે, પણ એ કર્મ-શક્તિ કે જ્ઞાન-શક્તિનો ઈશ્વર સાથે અનુબંધ જોડી દે, ઈશ્વર-સંગતિ સાધી લે, તો તે 'ભક્તિ' કહેવાશે નહીં તો એ શક્તિ જ હશે શક્તિનુ લક્ષણ જ એ છે કે એનો સદુપયોગ અને દુરુપયોગ બન્ને થઈ શકે છે કેવળ એક જ વસ્તુ એવી છે, જેનો કેવળ સદુપયોગ જ

થાય છે એ છે ભગવાનની ભક્તિ બાકી કર્મ, જ્ઞાન, વિજ્ઞાન, ધ્યાન—બધાનો સદુપયોગ અને દુરુપયોગ થઈ શકે છે

ઘણાનો એવો ખ્યાલ છે કે ધ્યાનમા જેનો પ્રવેશ થઈ ગયો, એનો આધ્યાત્મિક ક્ષેત્રમા પ્રવેશ થઈ ગયો એ આધ્યાત્મિક કામ કરી રહ્યો છે પરતુ એ ખોટો વિચાર છે ધ્યાનથી જે શક્તિ પ્રાપ્ત થશે, એનો અયત સદુપયોગ અને અત્યત દુરુપયોગ પણ થઈ શકે છે મોટા મોટા ધ્યાની થઈ ગયા, જેમણે દુનિયા માટે વિનાશક સાધન પેદા કર્યા જેવુ કર્મ, એવુ જ ધ્યાન અને એવુ જ જ્ઞાન પણ એક શક્તિ છે

### મૂળ સ્રોત સાથે અનુસધાન

તો, હુ કહેવા એ માગતો હતો કે આપણા કાર્યકર્તા જરા થોડી વાર પોતાનાથી અલગ થવાની કોશિશ કરે થોડો વખત પોતાના કામથી, અનુભવથી, દેહથી, સ્મરણથી, આસપાસના સમાજથી પોતાના ચિત્તથી અલગ થવાનો અભ્યાસ કરે, તો આપણે એ સ્થાને પહોચી શકીશુ, જે મૂળ સ્રોત છે જ્યાથી આગળ દુનિયા પેદા થાય છે જ્યા દુનિયા ન હતી, દેહ ન હતો અને ચિત્ત પણ ન હતુ પણ કાઈક હતુ અવશેષ એને જ કોઈએ સત્' નામ આપ્યુ કોઈએ અસત્,' તો કોઈ પરમાત્મા' પણ કહે છે પોતપોતાની સમજ અનુસાર એનુ ગ્રહણ કરે છે પરતુ એ જ એક મૂળ સ્રોત છે જે આપણે ત્યા પહોચીશુ, તો ચિત્તમા અત્યત શાતિ અને પ્રસન્નતા અનુભવીશુ આ એક અનુભવનો વિષય છે, કાલ્પનિક વાત નથી જેવી રીતે જાગૃતિના અનુભવ હોય છે એવી જ રીતે આ અનુભવ પણ વાસ્તવિક હોય છે એક દૃષ્ટિએ આ અનુભવ જાગૃતિના

અનુભવથી પણ વધારે વાસ્તવિક માની શકાય. જ્યાં આપણે મૂળ સ્રોતમાં પહોંચી જઈએ છીએ, ત્યાં આપણા ચિત્તથી પણ અલગ થઈ જઈએ છીએ.

### ધ્યાનની પ્રક્રિયા

હવે, આ ધ્યાન કેવી રીતે કરવામાં આવે, એ શીખવાનો વિષય છે. એ ઠીક છે કે ચિત્ત તો ભટકયા કરશે. પરંતુ એને મૂળ સ્થાનમાં લાવવાની કોશિશ ચાલતી રહે ધ્યાનના આરંભમાં ચિત્ત-સંચારનુ નિરીક્ષણ કરવું પડે છે ચિત્ત કયા કયાં જાય છે. એ જોઈને એની પાછળ જવુ, અને ધ્યાન પછી એ બધું લખી લવુ જોઈએ આ રીતે દસ-બાર દિવસ સુધી ચિત્ત-સંચારના સાક્ષિત્વનો અભ્યાસ કરીએ ચિત્ત કયા જાય છે અને શા માટે જાય છે, એ જોવાથી ખબર પડશે કે સાધારણ રીતે જેમ બળદ પોતાના નિશ્ચિત માર્ગે જાય છે, તેમ ચિત્ત પણ ઘણુંખરુ અમુક નિશ્ચિત વીસ-પચીસ માર્ગે ભટકે છે ભક્ત લોકો એમનું ચિત્ત જ્યા દોડશે, એને ભગવત્-રૂપ માની લેશે ધારો કે મને કોઈ ચીજની આસક્તિ છે. તો મારુ ચિત્ત ધ્યાનમાં બેઠા પછી એ ચીજ ભણી દોડશે પરંતુ ત્યારે એમ ન માનવામા આવે કે ચિત્ત કાંઈક ભૂલ કરી ઘોડો પોતાને આદત પડી ગઈ હોય એ માર્ગે જ ચાલે છે બીજે માર્ગે ચલાવવા જઈએ તો પહેલા તો એ અડી બેસે છે પણ પછી જુએ છે કે માલિકની આ જ ઇચ્છા છે, ત્યારે માલિક જ્યાં ખેંચે છે, ત્યાં જ એ જાય છે એવી જ ચિત્તની પણ હાલત સમજવી જોઈએ

થોડા દહાડા પછી ચિત્તને કહેવામાં આવે, કે બહુ થયુ. બહુ ભટક્યુ, હવે જરા થોભી જા. એને જ 'નિરોધ-પ્રક્રિયા'

કહે છે જે સાક્ષિત્વ પછી સધાય છે ચિત્ત ક્યાં ક્યાં જાય છે, એનો નકશો, ભૂગોળ જાણી લીધા પછી આ નિરોધ સાધી શકાશે પછી ચિત્તને ક્યાંય પણ ભટકવા દેવામાં ન આવે, અને મૂળ વિષય પર સ્થિર કરીએ કોઈ એક વિષય પર, કોઈ પ્રિય મંત્ર કે સગુણ રૂપ ઉપર, જ્યાં ચિત્તને શ્રદ્ધા હોય ત્યાં એને સ્થિર કરવામાં આવે

આ રીતે થોડા દિવસ સુધી આલંબનની આવશ્યકતા જણાશે પછી અનુભવ એવો આવશે કે આલંબન વિના પણ ચિત્ત પોતાની જગ્યાએ સ્થિર ક શાંત છે

આ રીતે ચિત્ત સંચારનું સાક્ષિત્વ, પછી ચિત્ત સંચારના નિરોધનો પ્રયત્ન અને એને માટે સગુણ આલંબન અને છેલ્લે આલંબન વિના શાંતિ કે સ્થિરતા— આ ધ્યાનની પ્રક્રિયા છે

### ધ્યાન માટે સમય, પ્રતીક

ધ્યાનને માટે કોઈ ખાસ સમયનું પણ બંધન ન રાખવામાં આવે જે વખતે ચિત્ત પ્રસન્ન રહે, એ જ વખતે ધ્યાન કરવામાં આવે સાધારણ રીતે વહેલી સવારે અથવા નાહ્યા પછી ધ્યાન માટે અનુકૂળતા જણાય છે તેમ છતાં દરેક જણ પોતપોતાની અનુકૂળતા જોઈને સમય નક્કી કરે આગળ જતાં ફરતાં ફરતાં અથવા પડ્યા પડ્યા પણ ધ્યાન સધાયા કરશે એને માટે કોઈ ખાસ સમયની આવશ્યકતા નહીં રહે

ધ્યાન પ્રતિકાત્મક હોય છે એ પ્રતિક અંદરનું હોય કે બહારનું હોય અક્ષર મૂર્તિ, લિંગ એ બધા પ્રતિક જ છે કેટલાક લોકોનું કહેવું છે કે આવા પ્રતિક માનવા એ એક

પ્રકારનો ભ્રમ છે પણ જ્યારે આખી દુનિયા એક ભ્રમ છે, ત્યારે હું આ ભ્રમને પણ માની લેવા ગજી છું. પરંતુ દુનિયાને સત્ય માનવી અને આને ભ્રમ માનવો, એ મારી મગજમાં નથી આવતું. આમ ધ્યાનના જુદા જુદા પ્રતિક રાખી શકાય છે

ઈશ્વરનાં અનંત રૂપ છે જેને જે રૂપમા સમાધાન હોય, એને માટે એ જ રૂપ પર્યાપ્ત છે પરંતુ રૂપથી મને પોતાને સમાધાન નથી રૂપ જોવાથી ઈશ્વરનો ભાવ પેદા થાય છે. એમા વિકાસ છે પરંતુ ધ્યાનને માટે બેઠો, અને ભરત-રામનું રૂપ સામે આવ્યું, એવું ઘણું ખરું નથી થતું ક્યારેક યાદ આવતી હશે એને હુ શુદ્ધ ઈશ્વરનુ ધ્યાન નથી માનતો એ ઈશ્વરના સંકેતનું ધ્યાન છે વાસ્તવિક ઘી અને કાગળ પર લખેલ ઘીમા જેટલુ અંતર છે, એટલુ જ અંતર વાસ્તવિક ઈશ્વર અને એના પ્રતિકમા, એના સંકેતમા છે તેમ છતા સંકેતનો ઉપયોગ હોય જ છે સંકેત દ્વારા વસ્તુ તરફ આપણું ધ્યાન જાય છે પરંતુ જો આપણે સંકેત પર જ ધ્યાન કેંદ્રિત રાખીએ, તો વસ્તુ અલગ રહી જશે અને સંકેત જ હાથમા રહેશે તેથી પરમેશ્વરના ધ્યાનમા હુ ગુણોની કલ્પના કરુ છુ

### મૂળમા જોઈએ ગુણ-ઉપાસના

આ બાબતમા નાનકનું એક વાક્ય મને ઘણું આકર્ષક લાગ્યુ : विनु गुण किय भवत न होई —ગુણ પ્રાપ્ત કર્યા વગર કોઈ ભક્ત નથી બની શકતો ઈશ્વર દયાળુ છે, એવુ આપણે માનતા હોઈએ, તો દયાના ગુણનો સાક્ષાત્કાર આ શરીરમા થવો જોઈએ દયાનો ગુણ હોય કે પ્રેમનો ગુણ હોય, એ જો બધા ઉપર હોય તો ઈશ્વરીય ગુણ છે જો તમારો પ્રેમ

કોઈ એક જ વ્યક્તિ ઉપર સીમિત હોય, તો તે ઈશ્વરીય પ્રેમ ન ગણાય સીમિત પ્રેમને ' પ્રેમ ' જ ન કહી શકાય પ્રેમ વ્યાપક હોવો જોઈએ એક ગુણ પણ એટલો વ્યાપક હોય જેટલો ઈશ્વરીય ગુણ વ્યાપક છે ઈશ્વરના અનત ગુણ છે, તેથી ઈશ્વરના અનત ગુણોનો સાક્ષાત્કાર થઈ ચૂક્યો, અને વેદાતમા આ વિષય સમાપ્ત થઈ ચૂક્યો એવુ માનીએ તો તે ભ્રાતિ છે

પ્રશ્ન થશે કે શુ ધ્યાનમા मकर कुडल लसत श्रवणी— ' કાનોમા દીર્ઘ કુડળ શોભા આપે છે, ' એવુ ધ્યાન કરવું જોઈએ ? હુ એવુ નથી કરતો સ્થૂળ વર્ણન દરેકનુ હોય છે એને છોડી દઉ છુ મુખ્ય લક્ષણ જ ઓળખવુ જોઈએ ભગવાનનુ વર્ણન છે કે એમની છાતી પર ભક્ત લાછન છે ભૃગુએ લાત મારી હતી, એનુ એ ચિહ્ન છે તો ત્યા ક્ષમાનો ગુણ પ્રગટ થાય છે મોટુ કુડળ શ્રવણ ત૫રતાનુ લક્ષણ છે મે પવનારમા ગગાની મૂર્તિનુ ધ્યાન કર્યુ, તો કહ્યુ કે એની દૃષ્ટિમા કારુણ્ય છે, ચહેરા ઉપર પ્રસન્નતા છે, વક્ષમા વાત્સલ્ય છે, કમરમા સામર્થ્ય છે એકદમ એક ચિત્ર સામે ખડુ થઈ ગયુ પથ્થરની મૂર્તિ મારફત ગુણોનો સમુચ્ચય પ્રાપ્ત થયો આ છે ધ્યાનની પ્રક્રિયા !

જેવી રીતે મૂર્તિ ધ્યાન માટે કામમા આવે છે એવી જ રીતે અવતારોના ચિત્ર પણ આવે છે ઈશનુ ધ્યાન પ્રેમના પ્રકર્ષના પ્રતિકસ્વરૂપ છે માટે મૂર્તિનુ ધ્યાન હોય કે અવતારના ચિત્રોનુ ધ્યાન હોય, એમા ગુણોનુ ધ્યાન થવુ જોઈએ ધ્યાનમા રાખવાની વાત એ છે કે છેટલે ગુણ જ છે જે પ્રાપ્ત થશે

આમ તો ધ્યાનમાં રંગનો પણ સાક્ષાત્કાર થાય છે જુદા જુદા રંગ દેખાય છે આ પણ ગુણોપાસના છે. આપણે ત્યા લાલ રંગ પ્રેમનો રંગ છે, અને સફેદ નિર્મળતા તેમ જ જ્ઞાનનો રંગ છે ધ્યાન પછી ગૌતમ બુદ્ધને સર્વત્ર ફેલાયેલી કરુણા દેખાઈ એ પણ કોઈ રંગ હશે, જેનો અર્થ એમણે કરુણા કર્યો પ્રકાશ દ્વારા પણ ગુણ ચિંતન થાય છે

### ગુણ-ચુંબક વૃત્તિ

દુનિયા ગુણો અને દોષોથી ભરેલી છે એમાથી ગુણ ખેંચી લેવાના છે જેવી રીતે લોહચુંબક લોઢાના કણોને ખેંચી લેશે, એવી જ રીતે ગુણ-ચુંબક ગુણને ખેચી લેશે ગુણ ખેચવાની શક્તિ આવી જાય, તો સમજી લેવુ કે ધ્યાન શક્તિ હાથમા આવી ગઈ નહી તો તમે જોઈએ તો સિંહાસન લગાડીને બેસો, ચાહે આખ બધ કરીને, એ ધ્યાન શક્તિ નહીં થાય વસ્તુ માત્રમાથી ગુણ ખેંચવાની શક્તિ આવશે, ત્યારે જ ધ્યાન શક્તિ પ્રાપ્ત થશે

## ૧૭

# ગુરુ અને શિષ્ય એક સમીક્ષા

આપણે ત્યા હિંદુસ્તાનમા પરમાર્થ સપ્રદાયમા ગુરુ ભાવના ચાલે છે તે સારી પણ છે અને નુકસાનકારક પણ છે જો ગુરુભાવનાને પરિણામે બુદ્ધિ કુંઠિત થાય, તો તે નુકસાનકારક છે પરતુ એને પરિણામે નમ્રતાપૂર્વક શ્રદ્ધા સાથે જો વિદ્યા ગ્રહણ કરી શકાતી હોય, તો સારી છે તેથી જ તુકારામે કહ્યુ છે કે 'ગુરુ કોઈને શિષ્ય ન બનાવે એ તો પોતે વરસાદ વરસે છે તેમ જ વરસતા રહે ' આ તુકારામની વિશેષ વાત છે એમને પણ સ્વપ્નમા એક ગુરુ મળ્યા હતા પરતુ તેનુ વર્ણન કરતા એ કહે છે કે 'જે મત્ર મને પહેલેથી પ્રિય હતો તે જ ગુરુએ બતાવ્યો, તેથી મામલો ગૂચવાયો નહી ' એટલે કે તેઓ એમ સૂચવવા માગે છે કે જો ગુરુએ કોઈ બીજો મત્ર બતાવ્યો હોત, તો કદાચ તુકારામ તેનો સ્વીકાર ન પણ કરત

### મેઘ-ગુરુ

તુકારામને એવાઓનો બહુ અનુભવ થયો હશે, જેઓ નામધારી 'ગુરુ' કહેવાય છે અને જેમની પાછળ આધળા

શિષ્યો ચાલતા રહે છે એનાથી બુદ્ધિ ક્ષીણ થાય છે, દ્વેષણ અને ઢોંગ વધે છે. આ રીતે એમના મનમાં એક પ્રતિક્રિયા રૂઢ થઈ ગઈ અને એમણે ગુરુને માટે એક નિયમ જ બનાવી દીધો : मघवृष्टिन कराबा उपदेश। गुरुने न कराबा शिष्य ॥ મેઘવૃષ્ટિની જેમ ઉપદેશ આપે, અને પોતે કોઈ શિષ્ય ન બનાવે ' પછી કહ્યું કે ' જો શિષ્ય બન્યો. તો એના કર્મનો અડધો ભાગ એને ભોગવવો પડશે ' આખો જ ગુરુએ ઉપાડવો પડશે, એમ ન લખ્યુ, કેમકે શિષ્ય મહાશયે પણ કાઈક તો જવાબદારી ઉપાડવી પડશે

મેઘ શુ કરે છે? તે પોતાના સ્વભાવપૂર્વક વરસતો રહે છે પછી જેને જે લેવું હોય છે, તે લે છે એનો પોતાનો ધર્મ છે વરસવાનો આ તુકારામનુ પોતાનુ વિશેષ દર્શન છે જો કે તેઓ સતત ' જ્ઞાનેશ્વરી ' વાંચતા હતા તેમ છતાં એમની પોતાની રુચિ, નિરીક્ષણ અને અનુભવ આ જ હતો

### માલાકાર-ગુરુ

પરંતુ તમે જ્ઞાનદેવ અને એકનાથ પાસે જાઓ છો, તો આનાથી ઊલટું જ દૃશ્ય જોવા મળે છે ત્યા તો ગુરુ સિવાય વાત જ નથી. સસ્કૃતમાં એક સુભાષિત છે, જેમા માળીના મહિમાનુ વર્ણન કર્યુ છે : માલાકાર કે માળીનો જેટલો ઉપકાર છે, તેટલો વરસાદનો નથી; કેમકે વરસાદ એમ નથી વિચારતો કે કયા ઝાડને કેટલું પાણી જોઈએ. એ તો તુકારામની આજ્ઞા અનુસાર માત્ર વરસતો રહેશે. માળીની વિશેષતા એ છે કે જે ઝાડને જેટલુ પાણી જોઈએ તેટલું આપવું, કુશળતાથી આવશ્યકતા અનુસાર આપવું. માળીનુ આ જે કામ છે, એ ગુરુ-કાર્ય છે તો, બે પ્રકારના

ગુરુ હોઈ શકે છે એક વર્ષાની માફક વરસનારા, બીજા માળીની જેમ છોડને પાણી પાનારા

એક વાર મને પૂછવામા આવ્યુ કે તમે ભૂદાન આદોલન ચલાવ્યુ, એનો કેટલો ઉપયોગ થયો ? મે જવાબ આપ્યો કે અગ્નિ બળવાનુ જાણે છે એની ઉપર વાસણ મૂકી કોઈ રસોઈ બનાવશે કે નહી, એ તે નથી વિચારતો એવી જ રીતે હુ નથી વિચારતો કે ભૂદાન આદોલનમાથી શુ નીકળશે ? તુકારામનો જ આ જવાબ છે કે વરસતા રહો પરતુ તે પહેલા મે માળીનુ પણ કામ કર્યું છે દસ બાર વરસ એક જગ્યાએ બેસીને થોડુ થોડુ આવશ્યકતા જોઈને આપતો હતો

ગુરુની આવશ્યકતા

આ જ સદર્ભમા ગુરુની આવશ્યકતા વિષે પણ થોડો વિચાર કરી લઈએ નિ શક વાત છે કે કોઈ પણ ભૌતિક વિજ્ઞાન બાળકને ગુરુ વિના પ્રાપ્ત નથી થતુ માતા, પિતા અને ગુરુ સમજાવે છે, તો બાળક જ્ઞાન પ્રાપ્ત કરે છે આ પ્રકારનો કોઈ ગુરુ ન મળ્યો હોય અને જ્ઞાનનો વિકાસ થયો હોય, એવો ક્યારે ય અનુભવ નથી થયો પ્રાણીઓના પણ ગુરુ હોય છે જે એમનુ માર્ગદર્શન કરે છે માતા, પિતા પ્રત્યક્ષ કૃતિ દ્વારા બાળકોને શીખવાડે છે તો થોડી પરપરા પડે છે, જે ચાલતી રહે છ

પરતુ જ્યા સુધી આત્મજ્ઞાનનો સબધ છે, એ ગુરુ વિના નહી થાય, એમ માનવુ ભૂલભરેલુ છે કારણ આત્મા વસ્તુ જ એવી છે જે પોતાથી બહારની નથી, અતરની છે જો યોગ્ય ગુરુ મળે, તો એના માર્ગદર્શનમા આત્મદર્શન સરળ થશે પરતુ એમા 'જો'

જ ખૂબ મોટો છો ! એવા ગુરુ વિના માર્ગ લાંબો થઈ શકે, અને થોડુંક કષ્ટ પણ વધારે પડે, તોયે ગુરુ વિના આત્મજ્ઞાન ન થઈ શકે, એમ હું નથી કહી શકતો આત્મા આંતર વસ્તુ હોવાથી, એના સાક્ષાત્કાર માટે બાહ્ય ગુરુની આવશ્યકતા છે, એમ માનવું ભૂલભરેલું થશે તેથી કોઈ એવો ખ્યાલ ન રાખે કે આત્મજ્ઞાનને માટે ગુરુ અનિવાર્ય છે

ગુરુના પ્રકાર

જ્યાં સુધી મારો સંબંધ છે, હું ગુરુ વિચારમાં માનું છું, અને એની પર મારી શ્રદ્ધા છે પરંતુ અત્યાર સુધી એવી કોઈ વ્યક્તિ નથી મળી, જેને હું ગુરુ માનું આમ તો કેટલાયે ગુરુ મળ્યા, જેમના દ્વારા મને ગુણ અને દૃષ્ટિ મળી એવા ગુણદાતા અને દૃષ્ટિદાતા ગુરુ મને મળ્યા છે મારા અભિપ્રાય પ્રમાણે તો સૌથી શ્રેષ્ઠ ગુરુ એ છે, જે 'દૃષ્ટિદાતા' છે

પરંતુ સાંભળવામાં આવે કે જેમની દૃષ્ટિમાત્ર, સ્પર્શમાત્ર, આલિંગનમાત્ર અને કથનમાત્રથી શિષ્ય બ્રહ્મ થઈ જાય, એવા પણ ગુરુ હોય છે યાજ્ઞવલ્ક્યે જનકને જ્ઞાન સંભળાવ્યું અને અંતે જોયું કે જનકનો ચહેરો ચમકી રહ્યો છે, ત્યારે એણે કહ્યું अभयं वै जनक प्राप्तोऽसि—'હે જનક, તું નિર્ભય થઈ ચૂક્યો આ રીતે શ્રવણમાત્રથી એને જ્ઞાન થયું એમાં શિષ્યની ગ્રહણ ક્ષમતા તો સિદ્ધ થાય જ છે, પરંતુ ગુરુની શક્તિ પણ સ્પષ્ટ છે કે એના શબ્દથી કેટલું મોટું કામ થયું ! આ પ્રકારના ગુરુ સંભવ છે પરંતુ એવા ગુરુ મને નથી મળ્યા, જો કે અનેક સત્પુરુષ, મહાપુરુષ, અને સંતો પાસે રહેવાનો મોકો મળતો રહે છે

### મિત્ર-ભાવ જ મને રુચિકર

એક વાત હજી કહેવા માગું છું હુ મારા પોતાનામા ગુરુ દર્શન નથી કરી શકતો, હુ કોઈનો ગુરુ નથી બની શકતો મારા સ્વભાવ સાથે એ વસ્તુનો મેળ નથી બેસતો તેમ જ હુ મારામાં એવી યોગ્યતા નથી જોતો કોઈનામા અમુક કલ્પનાનો વિકાસ થાય છે તો હું મારામા ગુરુ કલ્પના માટે ખૂબ આદર જોઉં છું એનો ખૂબ દુરુપયોગ થયેલો જોવા મળે છે, તોયે મારા મનમાં એને માટે આદર છે આ આદર હોવા છતાયે મારા જીવનમાં મિત્ર ભાવ જ પ્રધાન છે હુ બધાનો મિત્ર બની શકું છું, અને બધા મારા મિત્ર બની શકે છે મિત્રતાથી ભિન્ન જે નાતા છે, એમનો મને અનુભવ છે હુ મારી માનો દીકરો હતો, તો એ નાતાનો અનુભવ છે પિતાના નાતાનો પણ અનુભવ છે મારા ભાઈઓ છે, જે ઘણા સારા છે, અને એમના માટે મારા મનમાં ઘણો અનુરાગ છે મારા કેટલાક વિદ્યાર્થી પણ છે અને સાથી પણ તેમા પણ ઘણા સારા લોકો છે આ બધા સંબંધોનો મને અનુભવ છે તેમ છતા સ્વાભાવિકપણે મારુ વલણ, ચિત્તનુ દબાણ મિત્રતા તરફ જ છે બધાની સાથે મારો વ્યવહાર મિત્રતાનો હોય, એવો જ મારો ખ્યાલ રહે છે

### ગુરુ અને ગુરુ-શિષ્યની જોડી

ઉત્તમ ગુરુ એમના શિષ્યો મારફત જ ઓળખાય છે જેમના શિષ્ય પોતાના ગુરુઓથી આગળ વધ્યા, તે ઉત્તમ ગુરુ છે જેમના શિષ્ય પોતાના ગુરુ કરતા ઓછા ઊતર્યા, તે નબળા ગુરુ છે એવી જ રીતે બાપનુ લક્ષણ છે કે એનો પુત્ર એનાથી સવાયો થાય દશરથ કરતા રામ સવાયા થયા.

તો દશરથ ઉત્તમ પિતા સાબિત થયા. રામ ઉત્તમ પિતા નહીં, કેમકે એમના બેટા એમનાથી સવાયા ન નીવડયા. રામના નાતે તેઓ ગમે તેટલા ઊંચા હોય, પિતાના નાતે નબળા જ ગણાશે.

હિંદુસ્તાનમાં આવા ગુરુ-શિષ્યોની જોડી સર્વત્ર જોવા મળે છે. જેમ કે આસામમાં શંકરદેવ-માધવદેવ માધવદેવ શંકરદેવથી આગળ ગયા આસામમા ભક્તિમાર્ગનો જે ભારે વિસ્તાર થયો, તે માધવદેવને લીધે જ થયો ત્યાં બંગાળમાં રામકૃષ્ણ-વિવેકાનંદની ગુરુ-શિષ્યની આદર્શ જોડી થઈ હા, માધવદેવ એ કદાપિ કબૂલ નહીં કરે કે પોતે શંકરદેવથી આગળ વધ્યા વિવેકાનંદ પણ કબૂલ નહીં કરે કે પોતે રામકૃષ્ણ કરતાં આગળ વધ્યા તેઓ આમ માનશે નહીં, જાણશે નહીં, અને કહેશે નહીં પરંતુ આપણે એટલું જાણીએ છીએ કે વિવેકાનંદ ન હોત, તો રામકૃષ્ણની જાણ પણ દુનિયાને ન થાત માધવદેવ ન હોત, તો આસામમાં શંકરદેવનો પત્તો જ ન લાગત

મચ્છીન્દ્રનાથ ગોરખનાથની જોડી પણ આ જ પ્રકારની છે મચ્છીન્દ્રનાથે કહ્યું કે 'બાળકને ધોઈ લાવો,' તો ગોરખનાથે એને પગેથી પકડયો અને જેમ કપડા ધોવાય છે, તેમ પછાડી પછાડીને ધોયો મચ્છીન્દ્રનાથને જ્યારે ખબર પડી, ત્યારે એમણે કહ્યું : 'ભાઈ ! ધોતિયુ ધોવાનો એક પ્રકાર હોય છે, અને છોકરાને ધોવાનો બીજો પ્રકાર' તો ગોરખનાથ બોલ્યા : 'તમે બે પ્રકાર કયા સમજાવ્યા હતા ?' સારાંશ, ગુરુએ તો હજી ચેતન-અચેતનનો ભેદ રાખ્યો હતો, પણ શિષ્યે તો એ પણ સમાપ્ત કરી દીધો શિષ્ય ગોરખ ગુરુ મચ્છીન્દ્ર કરતાં એક

ડગલું આગળ વધ્યો ગોરખનાથે આખા ભારતમા મચ્છીન્દ્રનાથનો પ્રચાર કર્યો.

આ જ રીતે શંકરાચાર્યને પણ જુઓ એમના ગુરુને કોઈ નથી ઓળખતું પરંતુ એમણે કુશળતાપૂર્વક પોતાના ગુરુનુ નામ લોકો પાસે ગવડાવ્યું : भज गोविन्दम् । લોકોને ખબર નથી કે આ એમના ગુરુનુ નામ છે. તેઓ માને છે કે તે ભગવાનનુ નામ છે પણ શંકરાચાર્યે 'भज गोविन्दम्'ના રૂપમાં ગુરુનુ કાયમનું સ્મારક કરીને રાખ્યું પરંતુ શંકરાચાર્યના ચાર શિષ્ય હતા, એ કોઈ એમનાથી આગળ ન ગયા. આ રીતે શંકરાચાર્ય ઉત્તમ શિષ્ય અને નબળા ગુરુ સિદ્ધ થાય છે

મહારાષ્ટ્રમાં ગુરુ-શિષ્યની ત્રણ જોડી મને યાદ છે પહેલી જોડી છે, નિવૃત્તિ જ્ઞાનદેવની તેઓ ભાઈ-ભાઈ હતા, બન્ને વચ્ચે બે-ત્રણ વરસનું અંતર હતું પરંતુ જ્ઞાનેશ્વરે 'જ્ઞાનેશ્વરી', 'અમૃતાનુભવ' અને અભંગોમા ગુરુ વિષે જે લખી રાખ્યું છે, તે બીજે ક્યાક વાચવા નથી મળતું. વચ્ચે એક ભાઈએ નિવૃત્તિનાથના નામે ગીતાની એક ટીકા પ્રકાશિત કરી હતી મને એ વિષે લખવામા આવ્યું, તો મેં વગર જોયે જ કહી દીધું કે 'તે નિવૃત્તિ નાથની હોઈ જ ન શકે જો તેઓ ગીતા પર ટીકા લખે તો 'પ્રવૃત્તિનાથ' થઈ જાય એમને પોતાને આટલી પ્રવૃત્તિ કરવી હોત, તો તેઓ જ્ઞાનદેવને આગળ શું કામ વધારત ?' પાછળથી ઇતિહાસકારોએ પણ નક્કી કર્યું કે તે ટીકા નિવૃત્તિનાથની ન હતી નિવૃત્તિનાથની યોગ્યતા એટલી અસામાન્ય હતી કે એનાથી કોઈ ભવિષ્યકાળ નીકળી નહોતો શકતો निवृत्ति सया नाम निवृत्ति जया वरच ः वरच

એટલે શોભા, સૌંદર્ય. અર્થાત્ એમની શોભા જ નિવૃત્તિમાં છે. પણ જ્ઞાનદેવે નિવૃત્તિનો મહિમા રૂઢ કર્યો

બીજી જોડી છે એકનાથ-જનાર્દનની. એકનાથને કારણે જ લોકો જનાર્દન સ્વામીને ઓળખે છે. એકનાથ દરેક અભંગમાં પોતાના ગુરુનુ નામ લખે છે.

અર્વાચીન કાળમાં ગુરુ-શિષ્યની ત્રીજી જોડી છે, રાનડે-ગોખલેની. હું આ એવાં નામ આપી રહ્યો છું, જેમાં ગુરુ કરતાં શિષ્ય આગળ વધ્યા છે વાતવાતમાં ગુરુનું નામ લે છે, પણ કામ આગળનુ કરે છે.

### પ્રભાનુ આરોપણ

આ જે અપેક્ષા છે કે ગુરુ કરતાં શિષ્ય આગળ વધે, એ કેટલાક લોકોમા સિદ્ધ થઈ, અને કેટલાક લોકોમાં ન થઈ. એનાં કારણો વિષે વિચારુ છું તો મને લાગે છે કે જે ગુરુઓમાં ( જરા ભયંકર વિચાર છે ! ) અહંકાર રહ્યો હશે, એમના શિષ્યો નબળા નીકળ્યા, અને જેમનામાં અહંકાર શૂન્ય થઈ ગયો હશે, એમના શિષ્ય થયા શક્તિશાળી આ 'અહંકાર' શબ્દ સૂક્ષ્મ અર્થમાં વાપરી રહ્યો છું, ખરાબ અર્થમાં નહીં જરા પણ હલચલ કરવી હોય, પછી ભલે એ સારી અથવા પારમાર્થિક જ કેમ ન હોય, તો તે અહંકાર વગર નહીં થાય એના મૂળમાં સૂક્ષ્મ અહંકાર અવશ્ય જોઈએ. એને દોષ માનવાની જરૂર નથી, કારણ કે એના વગર પ્રવૃત્તિ જ સંભવ નથી. તો, જેમનામાં અહંકાર હતો, એમના શિષ્યો કમજોર નીવડયા અને પ્રભા આપી ગુરુની રહી. પરંતુ જે ગુરુઓનો અહંકાર ઓગળી ગયો એમણે શિષ્યને આગળ ધકેલ્યા.

વીંછી પકડવો હોય, તો હાથથી પકડીએ કે ચીપિયાથી, એ સવાલ છે જે હાથથી પકડવા માગે છે, તે ભલા ચીપિયો કાં લે ? મોટા ગુરુ શિષ્યને ચીપિયો બનાવે છે, અને એમના દ્વારા વીંછીને પકડે છે વીંછી તો ચીપિયાને ઓળખે છે, માણસને નથી ઓળખતો પણ ચીપિયો માણસને ઓળખે છે એ કહે છે કે પકડનાર ન હોત, તો હું કામ જ ન કરી શકત પણ વીછીને ચીપિયાની જ ખબર હોય છે !

સારાંશ, જો આપણે ઇચ્છતા હોઈએ કે જ્ઞાન બીજનો ઉત્તરોત્તર વિસ્તાર થાય, તો નમ્રતાની જેટલી આવશ્યકતા શિષ્યમા હોય છે, એનાથી વધારે ગુરુમા હોય છે. પોતાની બધી જ્ઞાન પ્રભા અદર છુપાવીને શિષ્યને આગળ ધકેલવો, પ્રભા એના દ્વારા ફેલાય, મારા દ્વારા નહી ' આ રીતે પ્રભાને પોતાની અદર છુપાવી લેવી એ ખૂબ મોટી શક્તિનું કામ છે અગ્નિને પોતાની અદર છુપાવી લેવો એ ખૂબ મોટી શક્તિનુ કામ છે અગ્નિ પણ હોય, અને પ્રકાશ ન પડે એ વાત અઘરી છે એ જેમને સધાય છે, એમના દ્વારા જ્ઞાન બીજનો વિસ્તાર થાય છે, અને પરપરા જોરદાર ચાલે છે

### ભારતીય સાહિત્યમાં ગુરુ-મહિમા

ભારતીય સાહિત્યમા જેટલો ગુરુ મહિમા ગાવામા આવ્યો છે, એટલો કદાચ બીજા સાહિત્યમા નથી એમ નહીં કે તેઓ શિક્ષણનો વિચાર નથી માનતા શિક્ષણના વિચારનુ મહત્ત્વ તેઓ જાણે છે શિક્ષણનો પ્રચાર પણ દુનિયામા ઘણો છે. કેટલાક દેશોમા તો હિંદુસ્તાન કરતાં ઘણો વધારે શિક્ષણ-પ્રચાર છે તેમ છતા ગુરુ-મહિમા ઓછો દેખાય છે

આજકાલ ઘણાખરા દેશોમાં શિક્ષણ રાજસત્તાને આધીન થઈ ગયું છે, 'કંટ્રોલ્ડ' છે. હવે ગુરુ નહીં, શિક્ષક, માસ્તર, પ્રોફેસર, છે. શું ભણાવવું એ બીજા નક્કી કરે છે. આ રીતે શિક્ષણનો જેટલો વ્યાપક પ્રચાર થઈ રહ્યો છે, એટલો જ ગુરુનો મહિમા ઓછો થઈ રહ્યો છે.

માત્ર ભારતીય સાહિત્યમાં તે છે, કેમ કે અહીં ઉપનિષદોએ નિર્ણય આપ્યો છે કે સૌથી શ્રેષ્ઠ વિદ્યા બ્રહ્મ-વિદ્યા છે અને એનાં ગૂઢ તત્ત્વ અનુભવીઓના મોઢેથી જ જાણી શકાય છે નાનકે કહ્યું : गुरमुखि नाद गुरमुखि वद— 'નામ અને વેદ ગુરુના મોઢેથી જાણી શકાય છે' ભારતમાં ગુરુ-મહિમા છે. એનુ આ મુખ્ય કારણ છે

### ગુરુને શોધવા નથી પડતા

હવે પ્રશ્ન એ છે કે ગુરુને શોધવા કયા જવા? અનુભવ એવો છે કે શિષ્યે ગુરુને શોધવા નથી પડતા, ગુરુ જ શિષ્યોને શોધ્યા કરે છે તેથી કરવાનુ કામ એ જ છે કે શિષ્ય તરીકેના ગુણોનો વિકાસ કરીએ. ગુરુ તો પોતે આવી બોધ આપતા રહેશે —ક્યારેક જાગૃતિમાં, ક્યારેક સ્વપ્નમાં, તો ક્યારેક સંકેતરૂપે ગીતામાં તો ભગવાને આશ્વાસન આપી દીધું કે ભક્તને હુ જ જ્ઞાન આપું છું આ રીતે ગુરુની શોધનો અર્થ છે, યોગ્ય શિષ્ય બનવુ તેથી આપણા સાહિત્યમાં શિષ્યના ગુણોનું ઘણું વર્ણન આવે છે ગીતામાં જે ભક્ત-લક્ષણ કહ્યાં છે, એ બધા શિષ્યના જ ગુણ છે.

સૌથી મોટો શિષ્ય-ગુણ છે, 'મુક્ત મન' બીજો મહત્ત્વનો ગુણ છે : बोधयन्त परस्परम्। એકબીજાને બોધ આપશે. ગુરુ-શિષ્યમા તો ગુરુ બોધ આપે છે, અને

શિષ્ય લે છે પણ અહીં તો ડબલ ગુરુ છે એના માટે પણ મન મુક્ત જોઈએ હૃદયની ગ્રંથિ ખૂલી જવી જોઈએ પછી અધ્યયનનો જે ગ્રંથ હશે, તે પોતપોતાનુ દિલ ખોલવા માટે નિમિત્ત બનશે, એટલે કે તે આત્મવિદ્યાનો ગ્રંથ થશે આ જે પરસ્પર સલાહ લેવાની વાત છે, એ કોઈ ગુણ નથી પણ એમ ન થવું એ મોટો દોષ છે ગાધીજીમા આ ગુણ હતો એમનો પોતાનો માનસિક નિશ્ચય તો થઈ જતો હતો, પણ દરેક કામમા બધાની સલાહ લેવી, ચર્ચા કરવી, એ એમના સ્વભાવ સાથે વણાઈ ગયુ હતું શંકરાચાર્ય જેવા દુનિયાની જરાય પરવા ન કરનારા માણસ પણ માન્ય કરી રહ્યા છે. तत चिंतन तत वचनम अन्योन्य तत् प्रबोधनम्। એનુ ચિંતન કરે છે, ચર્ચા કરે છે, પરસ્પર એકબીજાને એનો બોધ આપે છે ’ હુ આશા રાખું છુ કે આપણા કાર્યકરો આ સત્ શિષ્યના ગુણ વધારેમા વધારે લાવવાનો પ્રયત્ન કરશે

## ૧૮
# કર્મ-સિદ્ધાંત

આ પણ લોકોએ કર્મ સિદ્ધાંતને સાધારણ રીતે જે રીતે માન્યો છે, એમાં ઠીક ઠીક ગેરસમજો છે મને મારા કર્મનું ફળ અવશ્ય મળશે અહીં નહીં તો ત્યાં, બીજા જન્મમાં મળશે, એ કર્મ સિદ્ધાંત અટળ છે પરંતુ મારા કર્મનું ફળ મને જ મળશે, તમને નહીં, અને તમારા કર્મનું ફળ તમને જ મળશે, મને નહીં, એવું નથી કેટલાક કર્મ એકમેક સાથે જોડાયેલા હોય છે તો કેટલાક વ્યક્તિગત ક્યારેક એવું પણ થાય છે કે તમે કોઈ ખોટું કામ કર્યું, તો તેનું ફળ મારે ભોગવવું પડે છે, અને મેં કોઈ ખોટું કામ કર્યું, તો એનું પરિણામ આખા કુટુંબને ભોગવવું પડે છે પાંચ માણસ છે એકે ખોટું કામ કર્યું, તો એનું ફળ બાકી રહેલ ચારને પણ ભોગવવું પડે છે

જેમ કે ઘરમાં એક ચોર પાક્યો એમ માનવું બરાબર નથી કે મારા પૂર્વ જન્મને કારણે એ ચોર પાક્યો મારો દીકરો ચોર ન પાકે, એની જવાબદારી બાપને નાતે મારા પર પણ છે અહીં કોઈ બીડી ફૂંકે છે, અને ફેંકી દે છે એનાથી મારું ઘર બળી જાય છે ઘર છે મારું બીડી પીધી

તમે, અને ભોગવવુ પડયુ મારે! આ વાત પર હુ એમ કહુ કે પાછલા જન્મમા મે કાઈક પાપ કર્યા હશે, ખોટા કામ કર્યા હશે, તેથી મારુ ઘર બળ્યું, તો તે બહુ દૂર અન્વય લગાડવા જેવુ થશે તે યોગ્ય ન કહેવાય સામૂહિક જવાબદારી પણ એની અદર સામેલ છે સમગ્ર ગામનુ પણ એક સામૂહિક કર્મ હોય છે એકલાની જ જવાબદારી છે એવુ નહી

## ઈશ્વર કૃપા માટે અવકાશ

હા, એક વાત સમજી લેવાની છે તે એ કે કર્મ ભોગવ્યા વિના સમાપ્ત નથી થતું પરતુ આ કાર્ય કારણ નિયમ ઈશ્વરને અબાધિત રૂપે લાગુ ન પાડવો જોઈએ ઈશ્વર પોતાના કાયદામા સ્વતત્ર છે, અને એની બહાર જઈને પણ કામ કરી શકે છે, એમ માનવું મને વધારે તર્કયુક્ત લાગે છે આપણા મનમા પણ હોય છે કે પોતાના પાપ કર્મોને ક્ષમા મળવી જોઈએ, કેમકે કર્મ ફળ ભોગવતા જ રહેવુ પડે, તો એનો કયારેય અત જ નહી આવે એનો અર્થ એ થયો કે આપણા દિલમા કર્મ ફળના સિદ્ધાત જેવી જ એ શ્રદ્ધા પણ છે કે ઈશ્વર જો ઇચ્છે તો કર્મને ક્ષમા કરી શકે છે

કર્મ સિદ્ધાત તમને દડ દેવા માટે નથી સજા આપવી એ ઈશ્વરના પ્રેમનુ જ લક્ષણ છે તે તમને સુધારવા ઇચ્છે છે એમા અપવાદ હોઈ શકે છે કાયદા અનુસાર ફાસીની સજા થાય છે, પણ રાષ્ટ્રપતિ ક્ષમા પણ આપી શકે છે ન્યાયથી પણ મોટી એક ચીજ છે, દયા આપણા ખરાબ વર્તનનુ ફળ આપણને મળવુ જ જોઈએ, પણ ઈશ્વરની કૃપા થઈ જાય, તો તેનાથી છુટકારો પણ થઈ શકે છે કાઈ

કેટલોયે દુરાચારી હોય, પણ જો તેને પશ્ચાત્તાપ થાય છે, તો તે સુધરી ગયો એણે પશ્ચાત્તાપ કરી લીધો, તો પણ સારું જ છે તો, કેટલાક કર્મ સામૂહિક હોય છે એવાં કર્મોનો ભોગ સામૂહિક જ હોય છે, અને એમાંથી છુટકારો પણ મળી શકે છે.

### કર્મના ત્રણ પ્રકાર

કર્મ ત્રણ પ્રકારના હોય છે: સંચિત, પ્રારબ્ધ, અને ક્રિયમાણ માણસ જ્યારે જન્મ લઈને આવે છે, ત્યારે ત્રણેય કર્મોમાંથી સંચિત એટલે કે અગાઉના અનેક જન્મોના ભેળા કર્મ પોતાની સાથે લઈ આવે છે, જે ભોગવવાના બાકી છે એમાંથી પણ કેટલાક કર્મ તીવ્ર હોય છે, તો કેટલાંક મંદ તીવ્રનું ફળ તુરત મળે છે, તો મંદનું મોડેથી તીવ્ર કર્મ ભોગવવા માટે જ આ જન્મ મળ્યો છે એનું જ નામ છે, 'પ્રારબ્ધ' કર્મના એ મંદ ભાગ જે અત્યારે ભોગવવો નથી પડયો, એનું નામ છે 'અનારબ્ધ' તે હજી શરૂ નથી થયો, પણ ભેળો થઈને પડયો છે તે તમારે ભોગવવાનો છે અને આને તમે ભોગવવા માટે લઈ લીધો બેંકમાંથી એટલા રૂપિયા તમે ઉપાડી લીધા એના જ આધાર તમારું જીવન ચાલી રહ્યું છે

હવે, ભગવાને હાથ આપ્યા છે, તો તમે હાથોથી અહીં બીજાં પણ કામો કરો છો આ નવા 'ક્રિયમાણ' કર્મ છે જૂના તો છે જ, તે ઉપરાંત આ નવા કર્મ કરી રહ્યા છો આ પ્રારબ્ધ કર્મ જ્યારે સમાપ્ત થઈ જશે, ત્યારે માણસ મરી જશે ત્યાર પછી જૂના બધા સંચિત અને આ નવા કરેલા કર્મ ફરી ભોગવવા પડશે હવે, આ નવા કરેલ ઘણા વધારે હોય, તો આ 'સંચિત' (વધેલા, 'અનારબ્ધ')

અને આ ' ક્રિયમાણુ ' બ ને મળીને ઘણુ બધા પણ થઈ શકે છે જેટલુ ખાઈ લીધુ, એનાથી ઓછુ વત્તુ કમાયા, તો તેના પ્રમાણમા તે વધી ઘટી શકે છે પૂર્વજન્મના તમામ કર્મનો ઘેરાવો નાનો પણ થઈ શકે છે, અને મોટો પણ તે તમારા પુરુષાર્થ પર નિર્ભર છે

**અમુક જ્ઞાનથી નષ્ટ થઈ શકશે, અમુક ભોગવવા પડશે**

જો પરમાત્માની કૃપા થઈ આત્માનો સાક્ષાત્કાર થયો, તો બધાં અનારબ્ધ કર્મ સમાપ્ત થઈ જશે તે કર્મ જ્ઞાનથી પણ નષ્ટ થઈ શકે છે પણ પ્રારબ્ધ કર્મ ભોગવવાથી જ નષ્ટ થશે એ વખતે ' ક્રિયમાણ ' બાધક નહી થાય તે થતા થતા જ મરી જશે એનો લેપ નહી લાગે, કેમકે એમા અહ કાર નથી આ રીતે સ્પષ્ટ થયુ કે ' સચિત ' અને ક્રિયમાણુ ' એ બ ને કર્મ જ્ઞાનથી નષ્ટ થઈ શકે છે પણ પ્રારબ્ધ ' કર્મ ભોગવવુ શરૂ થઈ ગયુ, તો એને ભોગવવુ જ પડે છે ભલે જ્ઞાન થઈ ગયુ હોય કે ન થયું હોય, એનાથી મુક્તિ નથી તેથી જ તો મોટા મોટા જ્ઞાની પણ બીમાર પડીને મર્યા છે

બાપુનો આગ્રહ રહ્યો કે જ્ઞાનીએ તો બીમાર પડવુ જ ન જોઈએ મે કહ્યુ ' ઠીક છે, એના જ્ઞાનમા તો બીમાર પડવાની શક્તિ નથી પરતુ એના જે પૂર્વ કર્મ છે, એમા તે શક્તિ પડી છે જ્ઞાનને લીધે તે દુ ખને સહન કરી લેશે એટલુ જ કહી શકાય '

**કર્મ-બ ધન એટલે શુ ?**

અહી એક પ્રશ્ન થાય છે કે કર્મ બ ધન શી વસ્તુ છે ? કર્મ બ ધન છે, પોતાના ચિત્ત પર કર્મનો એક વેગ માણસ

કર્મ કરતાં કરતાં એના પ્રભાવમાં આવી જાય છે. જેવી રીતે માણસ ઘોડા ઉપર ચઢે છે, ત્યારે લગામ પોતાના હાથમાં રહી તો ઠીક, નહીં તો ઘોડો જ આપણને ગમે ત્યાં ખેંચી લઈ જાય છે. એવી રીતે કર્મના કર્તા આપણે હોવા છતાં કર્મનો પ્રભાવ આપણી ઉપર પડે છે, અને તે આપણને ખેંચી લઈ જાય છે સત્કર્મ તો સારું જ છે એનો પ્રભાવ સામાન્ય રીતે તારક હોય છે માત્ર દુષ્કર્મનો પ્રભાવ મારક હોય છે તેથી દુષ્કર્મ ત્યાજ્ય છે, એનાં ફળ તો ખરાબ જ આવે છે, તેથી તે તો છોડવાં જ જોઈએ પરંતુ સત્કર્મની લગામ પણ પોતાના હાથમાં હોવી જોઈએ. નહીં તો એમાંથી અહંકાર, આસક્તિ વગેરે ઊભી થવાનો સંભવ છે જેમ કે દેશસેવા સત્કર્મ છે એમા બધા શુભેચ્છાથી જ આવે છે પણ પછી અંદર અંદરના મતભેદોને લીધે બીજાના વિરોધી બની જાય છે કયારેક કયારેક તો દુશ્મનાવટની હદ સુધી પહોંચી જાય છે આમ કર્મનો આપણા ઉપર પ્રભાવ પડચો.

કેવળ પ્રાયશ્ચિત્તથી કર્મ બંધનમાથી છૂટી નથી શકાતું પ્રાયશ્ચિત્ત થાય, એ સારુ જ છે પણ સાથોસાથ એ સંકલ્પ પણ થવો જોઈએ કે એવા દુષ્કર્મો પોતાના હાથે ફરી પાછા કયારેય નહીં થાય જે કર્મ થઈ ચૂકયું, એનુ પરિણામ પણ સમતાપૂર્વક ભોગવી લેવું જોઈએ

# ૧૯
# સિદ્ધિ, ચમત્કાર અને વિશ્વ વ્યવસ્થા

કાલે કૃષ્ણરાજે એક પ્રશ્ન કર્યો હતો કે ચિતન અને સશોધનનુ એક ક્ષેત્ર ખોલવુ બાકી છે, જેની થોડીક ચર્ચા પતજલિના 'યોગસૂત્ર'મા આવે છે બાળકોબાએ સાધકોને માટે પતજલિના કેટલાક યોગસૂત્રોનુ સરળ વિવરણ પ્રસ્તુત કર્યું છે એમાં કેટનીક સિદ્ધિઓનુ વર્ણન છે, એવા ઘણા સૂત્રો એમ કહીને છોડી દીધા છે કે 'પારમાર્થિક સાધનાની દૃષ્ટિએ તે આવશ્યક નથી, બલ્કે કેટલેક અશે બાધક પણ થઈ શકે છે' એમણે આ વાત યોગસૂત્રના આધારે જ કહી છે યોગસૂત્રે પોતે કહ્યુ છે કે સમાધિમા આ બધી વાતો ઉપસર્ગ એટલે કે ઉપદ્રવરૂપ સિદ્ધ થાય છે *ते समाधौ उपसर्गा व्युत्थाने सिद्धय ।* અસમાધિની અવસ્થામા (જેને 'વ્યુત્થાન' નામ આપ્યું છે) આ વાતો થાય છે, તો સમાધિમા કષ્ટ આપે છે તેથી જ બાળકોબાએ એમને છોડી દીધી

સસ્કૃત સાહિત્યમા સૌથી વધારે વ્યાખ્યાઓ અને ભાષ્ય ચાર ગ્રથો પર થયા છે, જેમા સૌથી પ્રથમ અને વધારે 'ગીતા' પર, એના પછી 'વેદાન્ત સૂત્ર' પછી 'ઉપનિષદ'

'યોગસૂત્ર' પર થયા. એના પછી અને પછી 'મનુસ્મૃતિ' પર ભાષ્ય છે એટલે કે ગીતા, વેદાન્ત-સૂત્ર અને ઉપનિષદને બાદ કરતા યોગસૂત્ર પર જ સૌથી વધારે ભાષ્ય લખવામા આવ્યાં છે બીજા ગ્રંથો પર કોઈ એકાદ-બે વિવરણ સંસ્કૃતમાં થયાં છે આ ઉપરાંત હિંદુસ્તાનની જુદી જુદી ભાષાઓ ને હિંદુસ્તાનની બહાર આધુનિક ભાષાઓમા પણ આ ચાર ગ્રંથો પર ઠીક ઠીક ભાષ્ય લખાયા છે પણ એવું કોઈ ભાષ્ય જોવા મળતું નથી કે જેણે આ બાળકોબાએ કરી તેવી હિંમત કરી હોય એ જુદી વાત છે કે પોતાના કામને માટે કોઈ પાચ-દસ સૂત્ર ચૂંટી લે એ તો ચયન થયુ પણ યોગસૂત્ર પર ભાષ્ય કરતી વખતે અમુક સૂત્રો બિલકુલ જ કાઢી નાખે, અને બાકીના સૂત્રો પર વિવરણ પ્રસ્તુત કરે, એ બહુ મોટી હિંમતનુ કામ છે માત્ર બાળકોબાએ જ આ કામ હિંમતનુ સમજીને નહીં, બલ્કે નમ્રતાથી કર્યું છે એણે લખ્યું છે કે 'હુ ઝાઝુ કાંઈ નથી સમજતો, પણ સ્વયં પતંજલિ પણ કહે છે કે અમુક સૂત્રો કામના નથી, વિઘ્નરૂપ થશે, ત્યારે હુ એમા શા માટે પડુ ?' કૃષ્ણરાજે કહ્યું કે આપણે આ વિષયને દૂર જ રાખીશું, તો કદાચ એકાંગી થશે

## સિદ્ધિઓના પ્રકાર

પતંજલિના સૂત્રોનુ ચિંતન-મનન કરવાનો મને વર્ષોથી અભ્યાસ છે બાળકોબાના ભાષ્યમા છોડી દેવામા આવેલ સૂત્રો ઉપર પણ સ્વાભાવિક રીતે ચિંતન થયું મને એમ સમજાયુ કે એમાથી કેટલીક સિદ્ધિઓ કાલ્પનિક છે, તો કેટલીક 'વાસ્તવિક' જે કારણોથી એ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે કારણ ગમે તે હોય, એનુ વિશ્લેષણ આપણા મનમા થવું જોઈએ આ પ્રકારની સિદ્ધિઓનો ઉલ્લેખ સંસ્કૃત સાહિત્ય

સિવાય દુનિયાના બીજા દેશોના સાહિત્યમા પણ છે. લોકો જેને 'મિસ્ટિસિઝમ'—અગમ્યવાદ માને છે, એમા પણ આ પ્રકારની વાતો છે ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ તથા બીજા ધર્મોમાં પણ આવી વાતો દર્શાવવામા આવી છે

વિશ્લેષણ કરવાથી ખ્યાલમા આવે છે કે આમાંથી કેટલીક સિદ્ધિઓ ચિત્ત-શુદ્ધિના પરિણામે થાય છે, કરવામાં નથી આવતી એટલે કે એ સિદ્ધિઓના પ્રયોગ કરવામા નથી આવતા એનું જ્ઞાન એ યોગીને હોય પણ ખરુ અને ન પણ હોય તેમ છતા કેટલીક સિદ્ધિઓ એવી છે, જે ભક્તિ પ્રેમ, કરુણાના 'ઉત્પૂર'થી થાય છે 'ઉત્પૂર' શબ્દ યોગસૂત્રનો જ છે એનો અર્થ છે પરિપૂર્ણ કરુણા, પ્રેમ ભક્તિ જ્યારે ઊભરે છે, ત્યારે એનાથી કેટલીક સિદ્ધિઓ થાય છે કેટલીક સિદ્ધિઓ ધ્યાનજન્ય હોય છે જે હેતુ પૂર્વક કરવામા આવે છે, એવી પણ કેટલીક સિદ્ધિઓ છે

### પૂર્વ-જન્મ-જ્ઞાન સિદ્ધિનો અનુભવ

આમાથી કેટલીક સિદ્ધિઓનો મને થોડોક અભ્યાસ છે દાખલા તરીકે પૂર્વજાતિજ્ઞાનમ્— એટલે કે પૂર્વજન્મનુ કેટલુક ધ્યાન પોતાના સંસ્કારો પર ધ્યાન, ધારણા, સમાધિ કરવાથી પાછળ પાછળ જતા જતા પૂર્વ જન્મનો પણ કાંઈક ભાસ મળી જાય છે, એવુ મને લાગ્યુ એની મર્યાદા મેં એ માની કે પૂર્વજન્મના જે ઉત્કટ પ્રયોગ હશે— હેતુપૂર્વક કરેલ પ્રયોગ નહી — એનું આપણને ભાન થાય છે, પછી ભલે તે સારા હોય કે ખરાબ પૂર્વજન્મમાં જે વાતો થઈ છે, કરવામાં નથી આવી, એનો કોઈ હિસાબ નથી રહેતો પરંતુ જે કરવામા આવી છે, અને ઉત્કટતાથી કરવામાં આવી છે, એનુ કાંઈક ધ્યાન આવી શકે છે પણ

એ દિશામાં મે' મારુ ચિત્ત ન પરોવ્યુ, કેમ કે મને એની આવશ્યકતા નથી જણાતી

પરમાત્માની જ આ યોજના છે કે પૂર્વજન્મમાં શુ' થયુ, એ તમે સ્વાભાવિક રીતે જ ભૂલી જાઓ છો. એ ભૂલી જવુ' જ આપણે માટે લાભદાયક છે જેવી રીતે લોકો એકાંતમાં વાત કરતા હોય, અને બાળકો ત્યાં ડોકિયા કરવાની કોશિશ કરે, એવી જ રીતે આપણે કુતૂહલતાથી પૂર્વજન્મમા ડોકિયું કરવાની કોશિશ કરીએ, તો તે બાળકવેડા કહેવાશે આજના કામ માટે આવશ્યક છે કે પૂર્વજન્મનુ' પુણ્ય પોતાની સાથે હોય અને એનુ' બળ આપણને મળે એ નો મળે જ છે એને જાણવાની આવશ્યકતા નથી, વગર જાણ્યે જ મળી જાય છે જેણે જાણ્યુ, એને વધારે મળશે અને જેણે ન જાણ્યું, એને ઓછુ' મળશે, એવુ તો છે જ નહી પૂર્વજન્મની પ્રેરણા તો મળે જ છે એ બધુ બળ આપણી સાથે પડયુ જ છે તેથી એ દિશામા મે' ચિત્ત નથી જવા દીધુ' નો પણ મને ભાસ થયો કે એ થઈ શકે છે દુનિયામા કાર્ય-કારણ-ભાવની જે પર'પરા ચાલી રહી છે, એનુ મનન કરીએ, તો ભવિષ્યનો પણ ખ્યાલ આવી શકે છે એની પણ મે' કયારેય ધ્યાન નથી આપ્યુ' પૂર્વજન્મના જ્ઞાનની કલ્પના તરફ થોડુ'ક ધ્યાન આપ્યુ' હતુ' માનુ' છુ' કે જ્ઞાન થઈ શકે છે

### ચૈતસિક શક્તિઓ

જેને 'સાઇકિક પાવર્સ' કહે છે, એ ચિત્તની શક્તિઓ છે સૌથી મોટી આધ્યાત્મિક વસ્તુ એ માનવામાં આવશે કે જેવી રીતે આપણે ઘડિયાળથી જુદા છીએ એવી જ રીતે સાઇકિક પાવર્સ કરતાં પણ બિલકુલ જુદા છીએ એવો

અનુભવ કરીએ ધારો કે ઘડિયાળનો ઉપયોગ છે, તેથી તમે ઘડિયાળ તરફ ધ્યાન આપ્યું, અને એનો ઉપયોગ કર્યો ઘડિયાળ બનાવ્યુ તે સારુ કામ કર્યું પરતુ કોઈ આધ્યાત્મિક કામ કર્યું, એવુ નહી મનાય આ જ રીતે સાઇકિક પાવર્સ વિષે વિચારવાનુ છે એનો થોડોક સદુપયોગ કરવામા આવે છે, તો થોડોક દુરુપયોગ પણ જેવી રીતે વિજ્ઞાનના બન્ને ઉપયોગ થઈ શકે છે વિજ્ઞાનીઓ જે શોધ કરે છે, એ એક ઉપયોગી કામ છે પણ એમ નહી કહેવાય કે એ કોઈ આધ્યાત્મિક વિષય છે આવુ જ સાઇકિક પાવર્સની બાબતમા છે તે શોધ છે, અને નિ શક વિજ્ઞાનનો વિષય છે જીવનની ઉપયોગિતા સિવાય જેવી રીતે વિજ્ઞાનના પ્રયોગ કરવામા આવે છે, અને કેટલીક પદ્ધતિ ધ્યાનમા આવે છે તેવી જ રીતે આમા પણ પ્રયોગ કરવામા આવે છે અને પદ્ધતિ ધ્યાનમા આવે છે

### ધ્યાનજન્ય સિદ્ધિઓના બે દાખલા

બાળકોબાએ વિચાર્યું કે આવી સિદ્ધિઓ તરફ ધ્યાન આપવુ ન જોઈએ એ સાધકને ગેરરસ્તે દોરે છે અને બાવારૂપ બને છે જે સિદ્ધિઓ ધ્યાનજન્ય હોય છે અને હેતુપૂર્વક કરવામા આવે છે એની આવશ્યકતા સમજી કેટલાક યોગીઓએ હેતુપૂર્વક પ્રયોગ કર્યા, અને એમને કેટલીક શક્તિઓ પણ પ્રાપ્ત થઈ

હુ બાળપણમા વિચારતો, કે સ્વરાજ્ય પ્રાપ્ત કરવુ છે, તો એને માટે શક્તિ જોઈએ તેથી થોડીક યોગ સિદ્ધિ હાથમા આવી જાય, તો સારુ એ વખતે શ્રી અરવિંદના ભાઈ બીરેંદ્રજી પર બૉમ્બનો કેસ ચાલી રહ્યો હતો શ્રી અરવિંદ પર પણ ચાલ્યો મને એમને માટે ખૂબ

આદર, જે સ્વાભાવિક જ હતો એક દિવસ મેં છાપાંમાં વાંચ્યું કે એમની સમાધિ લાગી ગઈ અને તેઓ પૃથ્વીથી આઠ ઈંચ કે કાંઈક વધારે ઊંચા અંતરાલમાં બેઠા. એટલે કે ભૂમિ કે આસનનો સ્પર્શ નહીં થયો બાળપણમાં મને જરા ચિત્રકામનો શોખ હતો એટલે મેં અંતરાલમાં બેઠેલ માણસનું ચિત્ર પણ દોર્યું. સાંભળ્યું છે કે હમણાં એક એવી મોટર નીકળી છે, જે જમીનને અડતી નથી, અને વિમાનની જેમ જમીનથી પાંચ-સાત ફૂટ ઉપર ચાલે છે આ પણ એક ચમત્કાર છે, હા, તો યોગ-સિદ્ધિને લીધે વીરેન્દ્રજી અંતરાલમા બેઠા, એ સમાચાર મેં વાચ્યા, અને કોણ જાણે કેમ એ દિવસથી મને એ ચીજ માટે અશ્રદ્ધા પેદા થઈ પછી ક્યારેય એની પર મારી શ્રદ્ધા બેઠી જ નહીં હવે હુ કેવી રીતે સિદ્ધ કરી શકું કે એ ખોટુ હતું. મારા મનમા એમને માટે બહુ આદરભાવ હતો કદાચ મેં એમના પર અન્યાય પણ કર્યો હોય ખબર તો એમણે પ્રગટ નહોતી કરી, કોઈએ છાપાંમાં આપી દીધી હતી પરંતુ એ ખબર વાંચીને એ વાત પર મારી શ્રદ્ધા ન બેઠી

બીજી ઘટના ડૉ૦ એની બેસંટ વિષે છે એક દિવસ તેઓ મદ્રાસમા વ્યાખ્યાન આપી રહ્યાં હતા, અને એ જ દિવસે એ જ સમયે મુંબઈમાં ડૉ૦ સર ભાલચંદ્ર ભાટવડેકર સાથે વાતો કરી રહ્યાં હતાં. ભાટવડેકર ઘણા મોટા પ્રસિદ્ધ ડૉક્ટર હતા. એમની ઑફિસમા એ જ દિવસે, એ જ સમયે તેઓ બન્ને સામ-સામે બેસી વાતચીત કરી રહ્યાં હતાં એમના મદ્રાસના ભાષણનો વિષય અને આ વાતચીતનો વિષય જુદો જુદો હતો. આ સાંભળી હું દંગ થઈ ગયો એ માણસને આપણે જૂઠો ન કહી શકીએ, જ્યારે એ

પોતે કહી રહ્યો છે કે મેં વાતો કરી. એ સાભળીને મને લાગ્યું કે એમ થયું હશે એટલે કે પહેલી જે વાત છે અંતરાલમાં આસન જમાવવાની, એ મને વધારે ફિઝિકલ—ભૌતિક લાગી અને ભૌતિકશાસ્ત્ર સાથે એનો એટલો વિરોધ લાગે છે કે એ માનવું મુશ્કેલ થઈ પડયું મેં વિનોદ કર્યો કે 'બની શકે છે કે કાંઈક ફિઝિકલ પ્રક્રિયા પણ થઈ હશે. એમણે પોતાના શરીરમાં વેક્યૂમ—અવકાશ પેદા કર્યો હશે અને શરીર હલકું વગેરે કાઈક થયું હશે,' પરંતુ સર ભાલચંદ્રની વાત મને જૂઠી ન લાગી સંભવ છે કે એમણે ત્યા ડૉક્ટર બૅસન્ટનું ચિત્ર રાખ્યું હોય, કેમકે તે એમના ગુરુ હતા, અને ધ્યાન કર્યું હશે એમણે થોડા પ્રશ્ન પૂછયા હશે, અને એના એમને જવાબ મળ્યા હશે આ બધુ હું માની શકું છું

આ દુનિયા જેટલી કાલ્પનિક છે, એના કરતા આ ઘટનાઓ વધારે કાલ્પનિક નથી આ પ્રકારના અનુભવ થઈ શકે છે. એ સિદ્ધિનો પ્રયોગ ડૉ૦ એની બૅસન્ટે કર્યો નહીં હોય, થયો હશે ડૉ૦ ભાલચંદ્રને જે અનુભવ થયો, એ તીવ્ર શ્રદ્ધા અને ધ્યાન શક્તિનુ પરિણામ છે સંભવ છે કે એમનો અને ડૉ૦ એની બૅસન્ટનો એટલો ગાઢ સંબધ હોય સંભવ છે કે એ સમયે તેઓ પણ એમના વિશે વારવાર વિચારતાં હોય, અને એ દિવસે એમણે વિચાર્યું હશે— એમ નહી કે કોઈ શક્તિનો પ્રયોગ કરવા માટે, બલ્કે, બસ અમસ્તું જ એમને વિશે વિચાર્યું તેથી જ આવો અનુભવ એમને થયો હશે આ રીતે એક બાજુ શ્રદ્ધા હતી, અને બીજી બાજુ ધ્યાનનો પ્રયોગ થયો

આ પ્રકારના કેટલાક અનુભવ મને પણ થયા છે, જેની વધારે ચર્ચા હુ છોડી દઉં છુ પ્રસંગવશ એકાદ બે ઘટના

બતાવી દીધી મેં આ દાખલા એટલા માટે આપ્યા કે હું માની શકું છું કે એમ થયું હશે મને લાગ્યું કે એમા માનવા લાયક કાંઈક છે, એ અસંભવ નથી

## પ્રાયોગિક અને આધ્યાત્મિક સિદ્ધિઓ

હવે કોઈ આનું વિજ્ઞાન બનાવે, અને શોધખોળ કરે તો ઠીક છે કોઈ એમા પડવા માગે તો પડે પરંતુ એનો અધ્યાત્મ સાથે કોઈ સંબંધ નથી, એટલું પાકકું ધ્યાનમા રાખીને એમા પડે જે સિદ્ધિઓ હૃદય-શુદ્ધિને કારણે તથા ભક્તિ, પ્રેમ અને કરુણાના ઉત્પૂરને કારણે થાય છે, એનુ મને આકર્ષણ છે, અને તે આધ્યાત્મિક છે એવું હુ માનું છું

## મરણોત્તર જ્ઞાનની વિદ્યા

અગ્રેજીમા એક શબ્દ ચાલે છે 'સ્પિરિટિઝમ,' જે 'સ્પિરિચ્યુઅલિટી'થી જુદો છે 'સ્પિરિટિઝમ' એટલે મરણ પછી જે દર્શન વગેરે થાય છે, એની વિદ્યા અર્થાત્ મરણોત્તર-જ્ઞાનની વિદ્યા, એને પહેલા 'સ્પિરિચ્યુઆલિઝમ' કહેતા હતા, પણ હવે 'સ્પિરિટિઝમ' કહે છે સર ઑલિવર લૉજે ત્યા સુધી કહ્યુ છે કે એમના મરેલા પિતા કે પુત્રની સાથે એમણે થોડોક પત્રવ્યવહાર પણ કર્યો એટલે કે ત્યાથી કેટલાક પત્ર આવ્યા અને તે એમણે વ્યવસ્થિત છાપી દીધા સર ઑલિવર લૉજ વિજ્ઞાની હતા એવા લોકો આપણે ત્યાં આજે પણ મળે છે, જે આ વિદ્યામા—જેને સંસ્કૃતમા 'સાંપરાયિક' (પરલોક-વિદ્યા) કહે છે—થોડુંક કહી શકે છે મૃત્યુ પછીના વિષયમા હુ કાંઈક ફૂણકી મારી શકું છું પરતુ એમા કોઈ ખાસ અર્થ નથી તે એક નવો સ્વતંત્ર વિષય છે

## ભક્તિ-પ્રેમાદિજન્ય સિદ્ધિઓ અધ્યાત્મસૂચક

કેટલાક લોકો એવા છે, જે બાહ્ય સૃષ્ટિ સાથે સબંધ ધરાવે છે અને કેટલાક એવા છે, જે મૃત્યુ પછીના સાથે સંબધ ધરાવે છે બન્ને ક્ષેત્ર તમારા નથી આ બન્ને ક્ષેત્રમાં જે કામ કરે છે, એમનો કાંઈક ને કાંઈક ઉપયોગ દુનિયાને માન્ય થાય છે

હવે હુ સિદ્ધિઓનો એ વિભાગ લઉ છુ, જેમા હૃદય શુદ્ધિ, ભક્તિ, પ્રેમ અને કરુણાને કારણે દુનિયા પર અમુક વ્યક્ત પરિણામ પણ થાય છે એ વસ્તુ મને પ્રિય છે એનાથી અધ્યાત્મનો ઉત્કર્ષ સૂચિત થાય છ 'સ્થિતપ્રજ્ઞ દર્શન' મા અને એક વાર કાશીના નિવાસ વખતે પણ મે કહ્યુ હતું કે જેમ કર્મ એક શક્તિ છે આ રીતે શક્તિ પથ જુદો છે, અને ભક્તિ પથ જુદો છે

હવે આપણે આપણી કસોટી એવી રીતે કરી શકીએ છીએ, જેવી સતોએ પણ નથી કરી એમની કસોટી કરતા વધારે કઠોર કસોટી આપણે કરી શકીએ છીએ આપણે અને આપણી આસપાસના લોકો મળીને એક અતરાત્મા છીએ એવી શ્રદ્ધામા હુ માનુ છુ આપણે એક કામના સાથી છીએ એ તો માનીએ જ છીએ તેથી આપણામા પરસ્પર પ્રેમ, આદર અને વિશ્વાસ સહજ ભાવે પેદા થવો જોઈએ

### પરસ્પર વિશ્વાસમા બે બાધા

આમાં ઘણી બાધા આવતી જણાય છે જેને આપણે 'તર્ક શક્તિ' કે અનુભવ કહીએ છીએ, એની બાધા આવે છે કોઈ કહે છે કે અમુક માણસ પર હુ વિશ્વાસ કેવી

રીતે રાખું, જ્યારે તે વિશ્વાસને પાત્ર નથી એવો જ મને અનુભવ થતો હોય?

ડાકુઓની બાબતમાં આવું જ કહેવામાં આવે છે મેં એ પ્રદેશની એક સભામાં કહ્યું હતું કે આજકાલ એવું થાય છે કે રામે ગુનો કર્યો, કૃષ્ણ પકડાઈ ગયો, ગોવિંદ પર કેસ ચાલ્યો અને નારાયણ ફાંસી પર લટકી ગયો! એમ માની લેવાયુ છે કે રામ, કૃષ્ણ, ગોવિંદ, અને નારાયણ એક જ માણસ હતો પણ વાસ્તવિકતા એ છે કે ચારેય જુદા જુદા માણસ છે જેણે ગુનો કર્યો, એ તો મરી જ ચૂક્યો પછી નારાયણ જે પેદા થયો, તે અત્યંત નિર્મળ છે એને ફાંસી આપવામા આવી રહી છે પણ એનો ખ્યાલ કાયદાને નથી હોતો એ તો એમ માને છે કે જેને ફાંસી આપવામાં આવી રહી છે, તે જેણે ગુનો કર્યો હતો એનો એ જ શખ્સ છે પણ એવું છે નહીં એનુ પરિવર્તન થઈ ગયુ છે એ નારાયણ છે, રામ નહીં

### માણસની પરિવર્તનશીલતા જાણવાથી લાભ

ભાગવતમાં એક સુંદર શ્લોક આવ્યો છે, જેમા એક બહુ મોટો વિચાર રજૂ કરવામા આવ્યો છે કહ્યું છે કે દીપ-શિખાઓ પ્રજ્વળી રહી છે, તો ભાસ થાય છે કે એનો એ જ દીપક છે. પણ દીપક એનો એ નથી એક ઝાળ આવી અને ગઈ, પછી બીજી આવી અને ગઈ, એ રીતે ચાલ્યા કરે છે પાણી વહી રહ્યુ છે, તો ભાસ થાય છે કે એનું એ પાણી છે. એ નદીને એક નામ આપીએ છીએ. નદી એક છે, પણ પાણી તેનું તે જ નથી હમણાં જે પાણી જોયું, એ વહી ગયું, પછી બીજુ પાણી આવ્યું આ આવન જાવનની ક્રિયા સતત ચાલી જ રહી છે એક જઈ રહ્યો છે, બીજો આવી રહ્યો છે,

એનો અર્થ એ નહીં કે મનનો ઉપયોગ ન કરવો. આપણે ઘડિયાળનો ઉપયોગ કરીએ છીએ, પણ તેનાથી પોતાને જુદા માનીએ છીએ. આપણો કાર્યક્રમ નક્કી કરવામાં એ બાધારૂપ નથી બનતી, બલ્કે સહાયક રૂપે આપણે એને રાખીએ છીએ એવી જ રીતે મનનો ઉપયોગ કરીએ મનથી અળગા થઈ પોતાનો કાર્યક્રમ બનાવીએ, અને મનને એ કામમાં પરોવીએ એને કહીએ કે 'મારે આ કામ કરવું છે': આ રીતે મનના સ્વામી બનીએ. ગુલામ નહીં

### પ્રાણાયામથી સમાધિ-સિદ્ધિ

આ બધી વાત મેં પેલી સિદ્ધિઓના અનુસંધાન-મા તમારી સામે મૂકી એક દિવસ મેં વાચ્યું કે 'યોગી સમાધિ લગાડે, પ્રાણાયામ કરે છે તો શરીરને માટે વાયુ ઓછો પડે છે એ કારણે અમુક માનસિક અનુભૂતિઓ થાય છે, અમુક ભાવનાઓ પેદા થાય છે, એકતાનો અનુભવ થાય છે અને વિવિધતા દેખાય છે ત્યારે માણસ ભાન ભૂલી બેસે છે જેમકે દારૂ પીવાથી કેટલીયે જાતની વિસ્મૃતિઓ આવી જાય છે ત્યા સુધી સાંભળ્યું છે કે શરાબીને ખબર નથી રહેતી કે આ મા છે કે બહેન ' આ વાંચીને મને લાગ્યું કે આનાથી તો શો લાભ ? આવી સમાધિ કરતાં તો બહેતર સમાધિ ક્લોરોફોર્મ લેવાથી સધાય છે કોઈને ક્લોરોફોર્મ આપી દઈએ, અને પછી એની જાતજાતની વાઢ-કાપ કરીએ, તોયે તેને કશી ખબર પડતી નથી ધારો કે કોઈની પાસે એવી શક્તિ આવી જાય કે વગર ક્લોરોફોર્મે એને આવો અનુભવ થાય એટલે કે અંદરથી એની પાસે શક્તિ આવે, તો તે ચમત્કાર માની શકાય મેં વાંચ્યું કે

હમણાં રશિયાએ માગણી કરી છે કે અમારી પાસે થોડાક યોગી મોકલી દો એ લોકોને ચંદ્ર, મંગળ વગેરે લોકમાં માણસ મોકલવા છે તે માટે હવા વિના કેવી રીતે રહી શકાય, એ તેઓ જાણવા ઇચ્છે છે એકદમ ઉપર જવાથી શરીરનું બધું વજન ખતમ જ થઈ જશે એ હાલતમાં મગજની શી દશા થશે? મગજ એ સહન કરી શકશે કે નહી? આવું તે લોકો વિચારતા હશે, અને તેથી યોગી ઓની માગણી કરી હશે આ રીતે યોગીની કિંમત વધી રહી છે!

નિર્ભયતા સિદ્ધિના બે દાખલા

બાળપણમાં હું વડોદરામાં ખૂબ ફર્યો છું ત્યાં એક તૂટેલો પુલ હતો, જેના પરથી ચાલીને જઈએ ત્યાર નીચે નદીનું દર્શન થતું એક દિવસ મને એ પુલ પર ચાલવામાં બહુ ડર લાગ્યો જો કે પગ મૂકવા માટે 'ફિઝિક્સ' મુજબ પૂરતી જગ્યા હતી તોયે આંખો નીચે જોતી હતી, તો ડર લાગતો મારી પોતાની નિર્ભયતાની એક વ્યાખ્યા હતી તેથી મે વિચાર્યું કે આ નિર્ભયતા નથી આ વાત સારી નથી પછી મે રોજ એ પુલ પર ચાલવાનો અભ્યાસ કર્યો અને ધીમે ધીમે મારો ડર ચાલ્યો ગયો, અને આમ હું નિર્ભય થઈ ગયો મે આ દાખલો એટલા માટે આપ્યો કે એટલું સ્પષ્ટ થઈ જાય કે કાંઈક તો અભ્યાસથી પણ ભય દૂર કરી શકાય છે અભ્યાસ ન હોય તો ભય લાગે છે

મને જીવનમાં જે સૌથી કઠણ પ્રસંગ લાગ્યો અને જેમાં મે પોતાની જાતને કમી અને નિર્ભય બનાવી, તે જેલના પાયખાનાવાળી વાત છે અમે અંબાલા જેલમાં હતા પાયખાનાં ઘણાં ગંદા હતા અને વચ્ચે નાનું એવું પાર્ટીશન

રહેતું હતું. સરકાર ચોરો ઉપર વિશ્વાસ નહોતી રાખી શકતી, તેથી એમ ગોઠવ્યુ હતુ કે સામે બીજો માણસ પણ હોવો જોઈએ એ રીતે બેસવાની તો મને ટેવ પડી ગઈ, કેમકે ત્યાં બધા પુરુષો જ હતા પણ એક દિવસ ત્યાં જગ્યા ન મળી મને જેલમાં બધે જવાની છૂટ હતી, એટલી મારી પ્રતિષ્ઠા ઊભી થઈ હતી હુ વોર્ડ નંબર ચારમાં ગયો, જે ક્રીમીનલનો હતો ત્યાં સંડાસ વચ્ચે પાર્ટીશન જ ન હતું એટલે કે એક જ પથ્થર પર એક માણસનો ડાબો પગ અને બીજાનો જમણો પગ, એ રીતે બેસવું પડતું હતું ત્યા બે જગ્યા ખાલી હતી એમ કરવું એ મને એટલું હિમ્મતભર્યું કામ લાગ્યું કે કાંઈક ભય લાગ્યો પછી મેં ગીતાનો શ્લોક યાદ કર્યો કે તું અહીંથી ભાગશે તો ડરપાક સાબિત થશે હું અંદર ગયો ત્યાં જે બીજો માણસ બેઠો હતો, એ મને ઓળખતો હતો આખી જેલ જ મને ઓળખતી હતી એને ઝાડો ન થયો, પણ મને થયો એટલે મેં પોતાને પાસ કર્યો આ પણ એક સિદ્ધિ છે, અને તેનુ આધ્યાત્મિક દૃષ્ટિએ મહત્ત્વ છે

### સામાજિક પ્રક્રિયાની ખોજ યોગ-સિદ્ધિ નથી

જ્યાં ગુણ-વિકાસનો પ્રશ્ન આવે છે, ત્યા અમુક શક્તિઓ, સિદ્ધિઓ પ્રગટ થાય છે આપણે કહીએ છીએ કે આજકાલ અણુયુગ છે એમાં આપણે એક જગ્યાએ બેઠાં બેઠાં દૂર દૂર સુધી ક્યાંય પણ "બેલાસ્ટિક મિસાઈલ્સ" મોકલી શકીએ છીએ આવી જ રીતે આપણી પાસે પણ એવાં કેટલાક સાધન હોવા જોઈએ, કે આપણે એક જગ્યાએ બેઠાં બેઠાં કાંઈક કામ કરીએ, અને તેનો પ્રભાવ સમગ્ર દુનિયા પર પડે આ સાંભળીને યોગી લોકો એમ

માને છે કે હુ યોગ-સિદ્ધિની વાત કરી રહ્યો છું. પરંતુ હું યોગસિદ્ધિની વાત નથી કહી રહ્યો મારી ખોજ એ છે કે કોઈ એવી સામાજિક પ્રક્રિયા નીકળે, જેનાથી એક જગ્યાએ કરેલ પ્રયોગ વિશ્વમાન્ય થાય અને સર્વત્ર ફેલાય

### આધ્યાત્મિક વિકાસ અને ચિંતન-સિદ્ધિઓ ઉલ્લેખનીય

કૃપ્પુરાજે કહ્યું કે જો આપણે એ બધા તરફ ધ્યાન નહીં આપીએ, તો તે એકાંગીપણું ગણાશે એ વાત ઠીક છે કે તે પણ જીવનનું અંગ છે, તેથી કોઈ ધ્યાન આપવા ઇચ્છે તો આપી શકે છે પરંતુ એ વાત તરફ મારું વલણ નથી બલ્કે મારુ વલણ બાળકોણાના વિચાર તરફ છે જો કે એણે જે સિદ્ધિઓ છોડી છે, તેમાં કેટલીક પ્રેમ, કરુણા, ભક્તિના પરિણામસ્વરૂપ થનારી સિદ્ધિઓ પણ છે એણે એમાં કોઈ ફરક નથી કર્યો અને બધી જ સિદ્ધિઓ છોડી દીધી. જો હુ લખવા બેસત, તો જેનાથી આધ્યાત્મિક વિકાસમાં મદદ મળે છે અથવા જેના વિષે આધ્યાત્મિક ચિંતન થઈ શકે છે, એવી કેટલીક સિદ્ધિઓ વિશે થોડું લખત.

### ચમત્કાર વિજ્ઞાનના વિલક્ષણ ચમત્કાર

મારુ એમ માનવું છે કે જે યૌગિક ચમત્કાર થાય છે, એનાથી ઘણા વધારે ચમત્કાર વિજ્ઞાને કર્યા છે તટસ્થ દૃષ્ટિથી જોવામાં આવે તો એ કેટલો વિલક્ષણ ચમત્કાર છે કે કોઈ દિલ્હીમાં બોલે છે અને આપણે એને અહીં સાંભળીએ છીએ ! એનાથી મોટો ચમત્કાર કોઈ યોગી શું કરશે ? દુનિયામાં શક્તિઓ કામ કરે છે ચિત્તમાં પણ શક્તિઓ હોય છે, અને ચિત્તની અસર શરીર પર થાય છે ઈશુએ કોઈ બીમારને કહ્યું કે ‘ તમે સારા થઈ ગયા, ’

તો તે સારા થઈ ગયા, એવી કથા છે એને આપણે માની શકીએ છીએ, જો કે એની પણ મર્યાદા છે

### ચિત્તની શરીર પર ચમત્કારી અસર

મેં નાનપણમા એક સરસ મજાની વાર્તા વાચી હતી એક ગરીબ ખેડૂતનો છોકરો બીમાર હતો ખેડૂતે ઘણાં દવા-દારૂ કર્યા, પણ છોકરો સારો ન થયો છેવટે એના પૈસા પણ ખલાસ થઈ ગયા એક દિવસ એણે છોકરાને કહ્યું 'કાલે તારે માટે હુ વૈદરાજને લઈ આવવાનો છુ' એ સાભળતાં જ છોકરો બહુ રાજી થયો બીજે દિવસે સવારે એણે ઓરડાના બારી-બારણા ઉઘાડી નાખ્યાં, પથારી વગેરે સાફસુથરી કરી નાખી, અને છોકરાને કહ્યુ 'બેઠો થા, હમણા વૈદરાજ આવશે ' એટલામા ભગવાન સૂર્યનારાયણ આવ્યા અને એના કિરણો છોકરાના ચહેરા પર પડ્યા પિતાએ કહ્યુ 'જોયુ ? વૈદરાજ આવ્યા છે હવે તારા બધા જ રોગ ભાગી જશે ' બરાબર એમ જ થયું એનો રોગ ચાલ્યો ગયો મેં આ વાર્તા વાચી, તો એની પર મારો બહુ વિશ્વાસ બેઠો ત્યાર પછી ક્યારેય બીમારી આવે, તો હું કહું છું 'બારી બારણાં ખોલી નાખો ' આ માત્ર સૂર્યનારાયણનો ચમત્કાર નથી, શ્રદ્ધાનો પણ ચમત્કાર છે છોકરાને લાગ્યુ કે હવે વૈદરાજ આવી ગયા એટલે મારો રોગ પણ ચાલ્યો જશે

આવા કેટલાક કિસ્સા બનેલા પણ મેં સાંભળ્યા છે રત્નાગિરિમાં એક ભાઈએ મને કહ્યું કે એ રામનવમીનો ઉત્સવ ઊજવતો હતો ત્યારે સાંઈબાબાએ સ્વપ્નમા એને દર્શન દઈને કહ્યું કે અમુક દિવસે હુ આવી રહ્યો છું, ત્યાં સુધી ઉત્સવ ચાલુ રાખજે એ પ્રમાણે એણે ઉત્સવ ચાલુ

રાખ્યો. અમે પહોંચ્યા તો એણે આ કિસ્સો સંભળાવીને કહ્યું : 'હવે મને સાંઈબાબાના દર્શન થઈ ગયાં.'

તામિલનાડમાં એક ભાઈએ મને કહ્યું કે 'હું ત્રણ વરસથી તમારા કામમાં, એટલે કે ભૂદાનના કામમાં લાગ્યો છું, કેમ કે તમે મને આદેશ આપ્યો હતો.' જ્યારે મેં પૂછ્યું કે 'મેં કયારે આદેશ આપ્યો?' તો એણે કહ્યું : 'ત્રણ વરસ પહેલાં તમે મારા સ્વપ્નમાં આવ્યા, અને કહ્યું કે તું આ નોકરી કેમ કરે છે? એને છોડી દે, અને મારા કામમાં લાગી જા. મેં એ જ પ્રમાણે કર્યું.' હું માની શકું છું કે આવું થાય છે. એટલે કે એક ચિત્તનો સંસ્કાર બીજા ચિત્ત પર પડે છે, અને એટલે અંશે દેહ પર પણ પ્રભાવ પડે છે.

પૂર્વ-કલ્પના વગેરે પણ આવે છે. કોઈને મૃત્યુની પૂર્વ-કલ્પના આવે છે, ભવિષ્યમાં શું થશે, એનો અંદાજ આવે છે. એવી ઘણી ઘટનાઓ બની છે. એને હું કોઈ આશ્ચર્ય નથી માનતો. આપણે જાણીએ છીએ કે દુનિયામાં એક વ્યવસ્થા છે, અને તે અનુસાર જ બધું થાય છે. હું જાણતો નથી કે એ વ્યવસ્થા શું છે, પણ એટલું માનું છું કે તે છે.

### જીવનનાં બે પ્રયોજન

આધ્યાત્મિકતાનાં પાંચ પાસાં મેં દર્શાવ્યાં હતાં, જેમાં એક એ હતું કે દુનિયામાં વ્યવસ્થા છે. વ્યવસ્થા હોવાથી તમે અને હું જે કરતા રહીએ છીએ, એ બધું આપણી યોજનાથી કરીએ છીએ એવું નથી. બીજી કોઈ યોજના છે, તે મુજબ જ બધું થાય છે. જેલમાં આ વાત હું સમજાવતો હતો. ત્યાં આંગણામાં એક બાજુ થોડું ઘાસ હતું, જેની

ઉપર લખ્યું હતું : ૧૯૪૫ એટલે કે એ ઘાસ ૧૯૪૬ માં કપાશે અને પછી ત્યાં લખવામા આવશે : ૧૯૪૬ એ દાખલો આપી મેં કહ્યું કે 'એ ઘાસમા જે એક તણખલુ છે, એનુ પોતાનું અમુક પ્રયોજન છે પણ સમગ્ર રીતે બધાં તણખલાંનુ પ્રયોજન ૧૯૪૫ ની સાલ વંચાય એવું કરવાનું છે એ તણખલાંઓને એની ખબર નથી તણખલા તો આવે છે, અને જાય છે, પણ બધાનું મળીને એક પ્રયોજન છે કે જેલમા કઈ સાલ ચાલી રહી છે, એ બતાવવામા આવે આ જ રીતે આપણે પણ તણખલાં જેવા છીએ આપણે જાણતા નથી કે આ સૃષ્ટિમા આપણુ શુ પ્રયોજન છે આપણે પોતપોતાનું પ્રયોજન જ જોઈ એ છીએ, પણ અમુક પ્રયોજન છે, જેને માટે સૃષ્ટિકર્તાએ આપણને પેદા કર્યા છે' આ રીતે આપણા જીવનના બે પ્રયોજન છે એક તો એ કામ કે જે આપણે કરીએ છીએ, અને બીજુ એ જે આપણે નથી જાણતા તેથી જ કેટલીક ઘટનાઓ એવી બને છે, જેનો આપણને અંદાજ નથી આવતો

### ત્રણ પ્રકારના ભવિષ્યવેત્તા

કોઈ આનો અંદાજ લગાવવા માગે તો લગાવી શકે છે એને કાંઈક અણસાર આવશે પણ ગમે તેટલુ ખૂલી જાય તોય એ અનંત ક્ષેત્ર હોવાથી મોટાભાગનું અજ્ઞાત જ રહી જશે જાણવાની કોશિશ કરનારા, એ રસ્તે જનારા કેટલાક તો રોગી હોય છે, કેટલાક ગુમરાહ—માર્ગભૂલેલા (મિસગાઈડેડ), તો કેટલાક આસક્ત ત્રણેય ખોટા છે તુકારામ મહારાજે કહ્યું છે'

> सांगो जाणती शकुन । भूत भविष्य वर्तमान ।
> त्याचा आम्हासी कंटाळा । पाही नावडती डोळा ॥

'એવા લોકો હોય છે, જે ભૂત, ભવિષ્ય, વર્તમાન બતાવે છે એમને હુ પસદ નથી કરતો એવા લોકોનુ મોઢું પણ જોવા નથી માગતો'—આટલો કઠોર ભાવ એમણે વ્યક્ત કર્યો! આમા તથ્ય છે ઢોંગી, ગુમરાહ અને આસક્ત—આ ત્રણ સિવાય એક ચોથો પ્રકાર પણ હોઈ શકે છે, પણ ત્રણ પ્રકારના લોકો જ વધારે હોય છે

કેટલાક લોકો કુંડળી ઉપર વિશ્વાસ રાખે છે હું એમને કહું છું કે આ આટલો બધો વિશ્વાસ રાખો છો, તો એક ઈશ્વર પર જ વિશ્વાસ કેમ નથી રાખતા? એવા લોકો આસ્તિક કહેવાય છે, પણ વાસ્તવમાં છે તેઓ નાસ્તિક, કેમકે એમનો કુંડલી વગેરે બધા પર વિશ્વાસ છે, તો પછી ઈશ્વર પર વિશ્વાસ કેવી રીતે રહેશે? આ બધા વિશ્વાસ ઈશ્વર-શ્રદ્ધા સામે ટકી નથી શકતા આ બીજા બધા વિશ્વાસ છે, એનો અર્થ જ એ કે ઈશ્વર પર વિશ્વાસ નથી પણ આવા લોકો દુનિયામા હોય છે, અને બીજાઓના ચિત્ત પર અસર કરે છે તેથી આપણે એમનાથી આપણા ચિત્તને અળગું રાખીએ, તો સારુ થશે

## ૨૦

# બ્રહ્મ-વિદ્યા અને જીવન-યજ્ઞ

### ઉપનિષદનો સ્પષ્ટાર્થ

ઉપનિષદ્ જૂનો શબ્દ છે બીજો શબ્દ છે परिषद આજકાલ એ શબ્દ ઘણો ચાલે છે જેમકે 'અમુક પરિષદ ચાલી રહી છે' परिषदમા બે પદ છે: परि + सद परि એટલે ચારે તરફ, सद એટલે બેસવું બધા લોકો સામે બેસે, તો કેટલાક લોકો દૂર પણ થઈ જશે એને લીધે બધાને સંભળાઈ નહીં શકે અત્યારે તો લાઉડસ્પીકર છે તોય આધ્યાત્મિક વચન જરા ધીમા સ્વરે બોલવામા આવે છે દૂર બેસનારને એ સાભળવું અઘરુ પડે છે તેથી જ ચારે તરફ બેસે છે કોઈ સામે છે, કોઈ ડાબે તો કોઈ જમણે એનુ જ નામ છે પરિષદ પણ ઉપનિષદ્નો અર્થ છે, જ્યાં લોકો નજીક બેઠા હોય, અર્થાત્ નાનકડી મંડળી વળી, 'ઉપનિષદ્ એક ગ્રંથનું', વેદના એક ભાગનું પણ નામ છે, નાનકડી બેઠકમા ઘણુંખરુ જ્ઞાનચર્ચા ચાલે છે, એ ઉપનિષદ છે પણ જે મંડળીમાં જે લોકો પાસે-પાસે બેઠા હોય, અને ષડ્યંત્ર ચાલી રહ્યું હોય, એને ઉપનિષદ નહીં કહીએ વળી, એ ભાવ પણ આવી જાય છે કે એમાં અમુક વધારે

અનુભવી લોકો હોય છે, જેમની પાસેથી માર્ગ-દર્શન મળે છે. એમાં કેટલાક સાંભળનારા, કેટલાક સંભળાવનારા અને કેટલાક પૂછનારા હોય છે અને એ બધાં અંદરોઅંદર જાતજાતની ચર્ચા કરે છે

ઘણુંખરુ આવાં ઉપનિષદ એકાન્ત સ્થાનમાં થયા કરતા હતા બિલકુલ ખુલ્લા આકાશ નીચે બેસીને થતાં હતા એકાંત સ્થળે એટલા માટે નહીં કે જનતા તરફ કોઈ ઘૃણા હતી બલ્કે જે છૂપાયેલો ધ્વનિ અને નાદ દુનિયામાં વ્યાપ્ત છે, એની સાથે સંપર્ક સધાય તે માટે એકાંતમાં બેસતા

**ઉપનિષદ્‌માં ચિત્ત-સ્થિતિ શૂન્ય : બ્રહ્મવિદ્યાનો આરંભ**

એકાંતમાં બેસવા છતા જો ચિત્ત ભારથી લદાયેલું હોય, તો એ એકાત નામમાત્રનું રહેશે તેથી ચિત્તશૂન્ય થઈને જ એમાં બેસે છે સ્થૂળ ચિત્તમા જાતજાતના બોજ હોય છે— કેટલાક વિકારના, કેટલાક કામના, તો કેટલાક વિચારના પણ એ બધાથી અળગા થઈને ત્યા ચર્ચા ચાલે છે માણસની જીવવાની ક્રિયા ગમે તેટલી પરિશુદ્ધ હોય તોયે એમાં કેટલોક કર્મ-સંબંધ રહે જ છે 'વિકાર' શબ્દથી ખરાબ જ અર્થ માનવાનુ કોઈ કારણ નથી જે ખરાબ વિચાર હોય છે તે ખોટા છે, પણ સારા પણ હોઈ શકે છે જીવનમાં આ બધી ચીજો નિહિત છે આ બધું તો ચાલે જ છે પણ જ્યાં આપણે અંદરની વાત શોધવા બેસીએ છીએ, ત્યાં આ બધી ચીજો બહારની માનવી જોઈએ, ત્યાં સુધી કે વિચાર પણ વિચારથીયે આપણને અળગા કરવાની શક્તિ હોવી જોઈએ આ જ બ્રહ્મવિદ્યાનો આરંભ છે. સર્વથા વિચાર-મુક્તિ, કાર્ય-મુક્તિ, વિકાર-મુક્તિની અભિ

લાધા હોય, તોય આ દેહ હોય ત્યા સુધી એ શક્ય ન ી તેથી એ ત્રણેય આપણા ચિગ્સાથી છે, એમ સમજીને જ વિચારવું જોઈએ પણ ખાસ કામને માટે એટલે કે અંદર ડુબકી માગ્વા માટે એ ત્રણેયથી અળગા થવાની શક્તિ હોવી જોઈએ

## વિચાર, વિકાર અને કાર્યથી અળગાપણુ

આ શક્તિ એકદમ તો નથી આવતી પરંતુ એક નિયમ બની જવો જોઈએ કે જેટલા કામ અનિવાર્ય હોય, એટલા જ લેવામા આવે, અને કરવામા આવે કર્મ ભારથી મુક્ત થવાની શક્તિ આવી નથી, તેથી જેટલું અનિવાર્ય કર્મ છે, એટલું જ કરવામા આવે આવી જ રીતે જેટલા સ્થૂળ વિચાર અનિવાર્ય છે, એટલા જ કરવામા આવે, અને વિકાર પણ, જે ટાળી જ ન શકાય એટલા રહે એટલુ સહ્ય છે, એમ માનવું આ એટલા માટે કરવાનુ કે *जब चाहा तब मोत्तो बिवरवा*—ત્રણેને ઇચ્છા થાય ત્યારે જુદા કરી શકીએ એવી શક્તિ પ્રાપ્ત થાય

એ શક્તિ પ્રાપ્ત થયા બાદ ક્યાય પણ એકાત મળી જાય છે, અને કર્મ કરવા છતા પણ નિષ્કર્મતા રહે છે કર્મ તો થાય જ છે, અને થશે પણ એની અભિલાષા પણ રાખવાની ખાસ જરૂર નથી પણ એ ચીજની અભિલાષા હોવી જોઈએ કે આ ત્રણેય ( વિચાર, વિકાર, અને કર્મ ) થી આપણે ગમે ત્યારે અળગા થઈ શકીએ એ શક્તિની અભિલાષા અવશ્ય રાખવી જોઈએ, એનાથી મુક્તિની નહી જે આ ત્રણથી જુદી પડી જાય છે, એ અભિલાષા કરવાની ચીજ નથી એ તો આવશે જ, બલ્કે વાસ્તવમા એ છે જ આપણી પાસે જ છે, પણ પ્રાપ્ત નથી થઈ આ રીતે સ્પષ્ટ

છે કે જ્યારે આપણે એમ વિચારીએ કે ત્રણ ચીજો છે, અને અંદર ડૂબકી મારવા માટે આ ત્રણેથી અળગા થવું પડે છે, તો એની સાથે ઓછામા ઓછો સંપર્ક રાખવામાં આવે, એવો વિચાર સામે આવે છે

### સંપર્ક-વિવેક

સાધકોનુ વિભાગીકરણ પણ આ જ મુદ્દા પર થાય છે સંપર્ક ઓછામા ઓછો રાખવામા આવે એમ સમજનારાઓમાં બે મત નથી જે નથી સમજતા અને સંસારમા આસક્ત છે, એમની વાત જુદી છે પ્રશ્ન એ છે કે ઓછામા ઓછો એટલે કેટલો? ધારો કે એક સ્ત્રી છે, જે માતા બની ચૂકી છે એને થોડા છોકરા છે, અને એક પરિસ્થિતિમાં તે છે બીજો મારા જેવો છે, જે પહેલેથી જ સાવધાન હોવાને લીધે અવિવાહિત રહ્યો આમ જ જેમનો પરિસ્થિતિ વશ વિવાહ ન થયો, એમની વાત જુદી છે પણ જેમણે સાવધાનીને લીધે પહેલેથી અસંગ-પથ લીધો, એને હું અહીં જુદા ગણાવું છું તો એ લોકો આ ત્રણેય ચીજને જેટલી ઓછી કરી શકશે, એટલી પેલી માતા નહીં કરી શકે, જે એક કામ કરી ચૂકી છે અને હવે સાવધાન થઈ ગઈ છે એ કોઈ ખોટું કામ કરી ચૂકી છે એમ નહીં પણ એવું કામ જરૂર કર્યું છે, જેનાથી પેલી ત્રણેય ચીજનો સંપર્ક વધે છે શું તે એ ધ્યાન રાખશે કે બાળકોનો સંપર્ક ઓછામાં ઓછો રહે? એનો જવાબ 'હા' અને 'ના' બન્નેમા આવશે 'ના' એ અર્થમા કે એ બાળક એના એક અંગરૂપ થઈ ગયા છે, તેથી એનો સંપર્ક ટાળવો એને માટે 'સાધના' નહીં 'બાધા' થશે અને 'હા' એ અર્થમા કે એ માતાનો એ પ્રયાસ રહેશે કે બાળક

જલદીમાં જલદી સ્વાવલંબી બને. બાળકને માટે ભલું છે કે તે સ્વાવલંબી બને અને મા માટે ભલું છે કે એ ભારથી એનું ચિત્ત મુક્ત થાય. એ સંપર્ક પણ ટાળવો છે. કુશળતાપૂર્વક એ ભારને માથા પરથી નીચે ઉતારવો છે. જે જ્યારે જાગી જાય, એ પરિસ્થિતિ અનુસાર આ ત્રણ ચીજ સાથેનો તેનો સંપર્ક પણ ઓછો વત્તો રહેશે.

આ ત્રણ ચીજ— વિકાર, વિચાર અને કર્મ ઉપરાંત ચોથી ચીજ છે, દેહ. એ પણ સમસ્યાઓ ઊભી કરે છે, અને પેલી ત્રણ ચીજનો સંપર્ક કેટલો ટાળી શકાય છે, એની આખરી સીમા બતાવે છે. વળી, દેહ છે તો એને માટે કાંઈક ભોગ પણ છે દેહના રહેતાં ભોગ ટાળ્યો ટળવાનો નથી તે નાહકનો વધારવામાં ન આવે, જરૂર કરતાં વધારે ન રહે, એ ઠીક છે તોયે જેટલો ઓછામાં ઓછો અનિવાર્ય હોય એટલો ભોગ તો શરીરને આપવો જ પડે છે.

### ભોગ અથવા આહારના ચાર વિચાર

આ ભોગ સાથે ત્રણેય ચીજનો સંપર્ક આવે છે. સાધકોએ વિચાર્યું કે શરીરને ખવડાવવું જોઈએ : કોઈએ વિચાર્યું, (૧) ઓછામાં ઓછું ખવડાવવું જોઈએ, જેથી કર્મ-ભાર ન પડે. કોઈએ વિચાર્યું, (૨) તે ભિક્ષા માગીને ખાશે. કોઈએ વિચાર્યું, (૩) શરીરપરિશ્રમ દ્વારા નિર્વાહ કરીને ખાશે. કોઈએ વિચાર્યું, (૪) સમત્વયુક્ત આહાર-સેવન કરવામાં આવે. શરીર છે તો નિયમ પણ છે અને નિયમો અનુસાર આહાર પણ છે.

ચારેય ચિંતનનો ઉદ્દેશ ત્રણેય ચીજ સાથે ઓછામાં ઓછો સંપર્ક થાય એ જ છે. ઓછામાં ઓછું ખાવાથી

સમાજ પર ઓછામાં ઓછો ભાર પડશે, અને ત્રણેય ચીજ સાથે ઓછામાં ઓછો સંપર્ક રહેશે.

ભિક્ષા માગીને ખાવાથી ઉપાધિ ટળશે. ખાવા-પીવાની સાધન-સામગ્રીની જરૂર નહીં રહે, માત્ર ઝોળી જોઈશે. અને વળી, હથેળી-ભિક્ષા પણ ચાલી શકે છે. ભિક્ષાનો પણ એક ઉદ્દેશ છે. શંકરાચાર્યે લખ્યું છે કે ભિક્ષા માગવાથી ક્યારેક કોઈ આપશે, તો ક્યારેક કોઈ નહીં પણ આપે. એનાથી સુખ-દુઃખ અને નિંદા-સ્તુતિ સહન કરવાની ટેવ પડશે. આ વિષય અંગે વધારે હું અહીં કહેવા નથી માગતો, પણ તેનો એ અર્થ અવશ્ય છે કે એમાં પેલી ત્રણેય ચીજોનો સંપર્ક ઓછામાં ઓછો થશે.

શરીર-પરિશ્રમ કરીએ, કોદાળી ચલાવીએ, તો બસ છે. જો હાથેથી જ કરવું છે, તો ખુશીથી થાય છે, તોય ઠીક છે. ચરખો છે તો પણ સારું છે. શરીર-પરિશ્રમથી નિર્વાહ કરવો છે તો કરીએ પણ ત્યાં ઓજાર ઓછામાં ઓછાં હોય અને તે સારામાં સારાં અને સુધારેલાં હોય. એનાથી ઓછા સમયમાં કામ થાય છે અને ત્રણ ચીજોનો સંપર્ક ઓછો આવે છે. ઓજાર ઓછાં હોય તો કેવળ શરીરથી કામ થાય, તો એ પણ આ દૃષ્ટિએ ઠીક છે. બ્રહ્મ-વિદ્યા મંદિરમાં કેટલાંક ઓજાર હતાં તેમાંથી કેટલાંક ખોવાઈ ગયાં. આમ, ઓજારની ચિંતા કરવી પડે છે. ઓજાર ક્યાંક ખેતરમાં પડી રહ્યું, અને વરસાદ થયો તો એને કાટ લાગી જાય છે. ઓજાર રાખીએ છીએ, તો આટલી ચિંતા કરવી જ પડે છે. પણ શરીર-પરિશ્રમથી જ નિર્વાહ કરવાથી પેલી ત્રણ ચીજોનો સંપર્ક અપેક્ષા કરતાં ઓછો આવે છે.

ચોથો વિચાર છે, આહાર સમત્વયુક્ત હોવો જોઈએ જે કાંઈ ખાધું, ઓછામા ઓછું ખાધું, મળ્યું તે ખાધું વિકાર પેદા ન થાય તે માટે આહાર સમત્વયુક્ત હોય

આ આહારના ચાર વિચાર આવ્યા આ આહાર અથવા ભોગ આપણે અનિવાર્યપણે લઈએ છીએ, અને છેવટ સુધી લેતા જ રહીએ છીએ, ત્યા સુધી આપણે ત્રણેય ચીજો સાથે કાઈક ને કાઈક સંપર્ક રાખવો જ પડે છે આ દેહને લીધે થાય છે આ રીતે વિચારની સફાઈ થઈ જાય છે ભોગનો સમાવેશ વિકારની અંદર જ કરી શકીએ છીએ

**યજ્ઞ હોય છે કર્મપ્રધાન, તપ હોય છે વૃત્તિપ્રધાન**

ગીતાના પાંચમા અધ્યાયમા એક શ્લોક (૨૯મો) આવે છે એની પર ‘ગીતાઈ ચિંતનિકા’મા એક ટીપ્પણી આપી છે કે જીવનમા બે પ્રવેશ પથ અથવા દૃષ્ટિકોણ (એપ્રોચ) છે· એક યજ્ઞ અને બીજો તપ યજ્ઞ, દાન અને તપવાળી ગીતાની જે ત્રિવિધ યોજના છે, તે જુદી છે, અને ત્યાંનો ‘તપ’ શબ્દ જુદો છે યજ્ઞ, દાન અને તપ ગીતાનો કર્મયોગ છે એના વિવરણમા કર્મયોગના આ ત્રણ શબ્દ આપવામા આવ્યા છે પણ જ્યા તપ અને યજ્ઞ એ બે શબ્દ આપ્યા છે, ત્યા બન્ને જીવન પ્રવેશ પથ છે યજ્ઞ હોય છે કર્મ-પ્રધાન, તો તપ હોય છે વૃત્તિ સંશોધન પ્રધાન અથવા સક્ષેપમા કહેવું હોય તો વૃત્તિ પ્રધાન બન્નેમા બન્નેનો ખ્યાલ રાખવો પડે છે જેઓ યજ્ઞ માર્ગે જાય છે તેઓ સમાજનાં અનેક કામોમાં ‘યજ્ઞ’ સમજીને ભાગ લેશે, અને એમનો પ્રયત્ન રહેશે કે વૃત્તિ નિર્મળ રહે તેઓ યજ્ઞ કરતા કરતા એમા વૃત્તિનુ શોધન કરતા રહેશે આ યજ્ઞ પંથ છે

બીજો તપ-પંથ છે, જેમાં વૃત્તિ-શોધન જ પ્રધાન રહેશે અને એને માટે કર્મ કરવામા આવશે.

પહેલો વિચારશે કે મારે ભૂદાન-યાત્રામાં ફરવું જ છે એ મારો માર્ગ છે એમાં ક્યાંય ઉદ્વેગ-ભાવનાઓ પેદા થાય છે, તો એને માટે ચિત્ત-શુદ્ધિથી વિકર્મ જોડી દઈશ, પણ મૂળ કર્મને નહીં છોડું જો વિકાર ઘણા પેદા થાય છે, તો તેમાં યજ્ઞનો દોષ નથી તેથી યજ્ઞ તો છોડીશ નહીં, પણ ચિત્તના દોષ જોઈ ને એના નિવારણ માટે યુક્તિઓ સાથે જોડી દઈશ આમ કરતાં કરતાં પૂર્ણતા આવી જશે

બીજો વિચારશે કે અમુક વિકાર મારામા દેખાય છે જે કામમા તેને માટે થોડો પણ અવકાશ હોય, તે હું ટાળીશ તે કર્મ-પ્રધાન નહીં, વૃત્તિપ્રધાન છે એ વૃત્તિને અનુકૂળ જેટલું કર્મ દેખાશે, એટલું જ કરશે જે એવું નથી દેખાતું, એને છોડી દેશે તોય કર્મ રહેશે જ, તે ઓછું-વત્તું રહે તે જુદી વાત છે

### મારી દૃષ્ટિ વૃત્તિપ્રધાન

મારી દૃષ્ટિ વધારે વૃત્તિપ્રધાન રહી છે બીજી દૃષ્ટિને હું અમાન્ય નથી કરતો, માન્ય જ કરું છું, તોય મારા પોતાના જીવનમાં વૃત્તિપ્રધાન જ દૃષ્ટિ રહી છે. કોઈ મને પૂછે છે કે 'મારે મુબઈમાં મેડીકલ કૉલેજમાં ભણવા માટે રહેવું અનિવાર્ય છે શહેર છે અને ત્યા હુ બ્રહ્મચર્યની સાધના કરવા ઇચ્છું છું પણ શહેરમાં એટલા સંપર્ક હોય છે કે જાત-જાતના વિકાર અને અનેક વૃત્તિઓ ઊઠે છે એવી સ્થિતિમાં હું શું કરું?' તો હું એને એમ નથી કહી શકતો કે મુંબઈ છોડી દે. એ બધા વાતાવરણમાં પણ બ્રહ્મચર્ય

મધાવું જોઈએ. હા, એની જગ્યાએ મારી વૃત્તિવાળો કોઈ હોય, તો કહેશે કે બ્રહ્મ પ્રધાન છે કે અમુક ક્ષેત્ર? શું મુંબઈ જવું અનિવાર્ય છે, કર્તવ્ય છે? તો એને જ શું કામ ન છોડી દેવું? મારી પોતાની વ્યક્તિગત દૃષ્ટિ આ જ રહી છે. મેં એવો કોઈ સંપર્ક નથી સ્વીકાર્યો, જેની સાથે મારે ઝઘડવું પડે. થોડુંક તો ઝઘડવું જ પડે છે પણ નાહક ઝઘડવામાં શક્તિ ખર્ચાય, એવી મારી વૃત્તિ નથી. એ ટાળી શકાય, ત્યાં સુધી હું ટાળું જ છું જ્યાં આવશ્યકતા કરતાં વધારે સંપર્ક હોય છે, ત્યાં એને ટાળું છું આ પલાયનવાદ પણ થઈ જશે તેથી એ પણ બરાબર નાણી લેવું જોઈએ કે ક્યાં મુક્તિવાદ છે અને ક્યા પલાયનવાદ?

એ આત્મનિરીક્ષણ પર નિર્ભર છે ધારો કે ગૌતમ બુદ્ધ દાદાભાઈ પાસે આવીને સલાહ માગી કે : 'હું રાજકુમાર છું. મારી પત્ની છે, બાળક છે અને હું મુક્તિ ઇચ્છું છું, દુઃખ-મુક્તિનો માર્ગ શોધવા ઇચ્છું છું તો શું ઘર છોડી ચાલ્યા જવું ઉચિત ગણાશે?' હવે, દાદાભાઈ પાસે તો નૈતિક નિયમ છે. તેથી મારો ખ્યાલ છે કે તેઓ એ જ સલાહ આપત કે 'તમારે પત્નીની રજા લેવી જોઈએ. બાળકની પૂરેપૂરી જવાબદારી પત્ની પર નાખી દઈ ને ચાલ્યા જવું ઉચિત નહીં થાય જો એટલી જ તીવ્ર ઇચ્છા હોય, તો દશ-પંદર વરસ પછી બાળક મોટું થઈ આત્મનિર્ભર થઈ જાય, ત્યારે પત્નીને સાથે લઈ અથવા તેને છોડીને પણ જજો અને વૃત્તિ-શોધન કરજો' નીતિ-વિચાર અનુસાર આ જ સલાહ આપવામાં આવત પણ ગૌતમ બુદ્ધે કોઈની યે સલાહ ન માગી, અને એમ જ નીકળી પડ્યા—વગર કહ્યે ચોરની માફક! કવિઓએ એનું વર્ણન કર્યું છે ધારો કે એમનુ

આ કામ નીતિ-વિચારથી ગૌણ સિદ્ધ થયુ હોય તો પણ તે યોગ્ય જ છે જેમકે તુકારામે કહ્યુ છે : देव जोडे तरी वराया अधर्म —ઈશ્વરની પ્રાપ્તિ થતી હોય તો આપણે અધર્મ પણ કરીશું

નીતિશાસ્ત્રનાં બંધન પણ છેવટે છોડવાં જ રહ્યા

મારી જ વાત લો ! મેં મા બાપને પૂછયુ પણ નહીં. પરીક્ષા આપવા નીકળ્યો પણ વચ્ચેથી જ ભાગીને બીજી જગ્યાએ ચાલ્યો ગયો, અને ઘેર લખી દીધું કે 'વિન્યો સમાપ્ત થઈ ગયો ! સમજી લેજો કે તમારો છોકરો મરી ગયો ' આમા કેટલી નિષ્ઠુરતા છે અને અસત્ય પણ ! પણ જો કોઈ મને આવું કરવાની સલાહ પૂછવા આવે છે તો હુ નથી કહેતો કે તમે આવું કરો હું એને એમ જ કહીશ કે તુ પૂછવા જ શું કામ આવ્યો ? હું તો કોઈને પૂછવા ગયો ન હતો પૂછવા આવ્યો, એટલે જ તેં મારુ અનુકરણ નથી કર્યું પણ આ રીતે વગર પૂછયે જો કોઈ આદર્શ માટે કામ કરે, તો મારા મનમા આજે પણ એને માટે આદર છે એમા હુ નીતિશાસ્ત્રના બંધન નથી માનતો

આમ સામાન્ય રીતે હુ નીતિ-વિચાર માનુ છે, અને તે ઠીક પણ છે કેમ કે નીતિ-વિચાર ન હોય તો સમાજ ખોટે રસ્તે જશે તેથી સર્વસામાન્યના નિયમન માટે નીતિ વિચારની મર્યાદા એક કામની ચીજ છે તો પણ એનો કોઈ બોજ ઉઠાવવા માટે હું તૈયાર નથી, કારણ કે હુ વૃત્તિ-પ્રધાન છું આ જ કારણે કોઈ મારી સલાહ લેવા આવે છે, તો યેન-કેન- પ્રકારેણ હું એને ભૂદાનના કામમાં નથી વળગાડતો એનું મન જોઉં છું પલાનાં મન જોઈને મેં એવી સલાહ આપી છે કે ભૂદાનનું કામ એમના

માટે નથી. આને લીધેં લોક-સંગ્રહ પણ કાંઈક ઓછો થયો છે.

આનાથી લગભગ ઊલટી તો ન કહેવાય, પણ ઠીક ઠીક જુદી પદ્ધતિ ગાંધીજીની રહેતી હતી. તેઓ ગ્રામોદ્યોગ-સંઘ બનાવવા ઇચ્છતા હતા. નજીકના લોકો વધારેમાં વધારે ઠગે છે. મિત્રો તરફથી જેટલો ભય હોય છે એટલો બીજા કોઈ તરફથી નથી હોતો ગ્રામોદ્યોગ સંઘના પ્રથમ અધ્યક્ષ કોને બનાવવા, તેની ચર્ચા ચાલી, તો બાપુએ મને પકડયો. પછી એ કામનુ અનેક રીતે વર્ણન કર્યું કે ગ્રામોદ્યોગનુ કામ કેટલુ સારું કામ છે. એ કામનુ મહત્ત્વ બતાવીને એમણે કહ્યું કે જો તને હું આ કામ સોંપું છું તો પછી મારે એની ચિંતા નહીં કરવી પડે અર્થાત્ જેટલું દબાણ કરી શકતા હતા તેટલું કર્યું. અને તોય પાછો એ મંત્ર તો જપી જ દીધો કે 'એમ નહીં કે મારા દબાણને કારણે તારે આ કરવાનું છે. તું આના પર વિચાર કર ' છેવટનો મંત્ર તેઓ ન જપત તો સાંભળનારો બગાવત કરત અને તેઓ પોતે અત્યાચારી સાબિત થાત! પણ એમણે મને છેવટે એમ કહ્યું કે 'તને જે ઠીક લાગે, તેમ કર '

આ તેમણે મને જ કહ્યું એવું નહીં હુ કઠણ હતો પણ જે મુલાયમ હતા અને બાપુની દરેક વાત માનીને ચાલતા હતા, એમને પણ છેવટનુ વાકચ આ જ કહેતા કે 'તમે એની પર વિચાર કરો ' આ એમની મર્યાદા હતી તેઓ કર્મપ્રધાન હતા, કામ થવું જોઈએ, એ જોતા હતા પણ માણસ તરફ પણ જોતા હતા નઈ તાલીમ માટે નાયકમ્જી લાયક હતા. આ રીતે જે જે કામને માટે જે જે માણસ મળ્યા, એમને એમણે એ કામમાં લગાડયા

આનાથી ઊલટું જેઓ વૃત્તિપ્રધાન હોય છે, તેઓ કામ કરે છે ગીતાની ભાષામા કહું તો, જેઓ યજ્ઞ-માર્ગે જાય છે, એમના માર્ગનું પણ આપણે ગૌરવ કરીએ છીએ, અને જેઓ તપોમાર્ગે જાય છે એમનું પણ ગૌરવ કરીએ છીએ

જ્યાર મેં બ્રહ્મ વિદ્યા મંદિર શરૂ કર્યુ, ત્યારે શું કર્યું અને ભૂદાનયજ્ઞ શરૂ કર્યો, ત્યારે શું કર્યું ? બન્ને કામ હું જ કરી રહ્યો છું ભૂદાનનું કામ કર્મ પ્રધાન છે, પણ તેમા વૃત્તિ નીચે પડી રહી હોય, તો કહીશ કે 'સાવધાન થઈ જાઓ, આધ્યાત્મિક સાધના કરો, અધ્યયન કરો ' એમ નહીં કહુ કે 'ભૂદાન છોડો હા, એમા કોઈ વૃત્તિ સંશોધન ન જ કરી શકયો, તો કહીશ કે 'ઠીક છે, છોડો '

કર્મ-સંન્યાસ

બીજી બાજુ બ્રહ્મ વિદ્યા મંદિર ખોલવામા આવ્યુ તેમા વૃત્તિ પ્રધાન દૃષ્ટિ રહી છે અહી કર્મ તો થાય, પણ વૃત્તિ સંશોધનની દૃષ્ટિએ થાય હવે લાગે છે કે તેમા વિરોધ આવી ગયો નિર્મળા મને કયારેક કયારેક પૂછયા કરે છે કે 'શુ તમે એમ માનો છો કે બ્રહ્મ વિદ્યાને માટે કામ છોડવુ પડશે ? કેટલીક બહેનો ત્યા સમાજનું કામ છોડીને બેઠી છે તો શુ એ યોગ્ય છે ?' હુ કહું છું 'ના' તો પછી શા માટે બેઠી છે ? આ ડિસ્ટ્રેકશને— કર્તવ્યથી વિમુખ થવાનું શા માટે ? એનો જવાબ છે કે 'વૃત્તિ સંશોધન માટે ' કેટલાક સ્થાન એવા હોય, જ્યા સંશોધન કરવામા આવે અને એના પરિણામ જે આવે એને સમાજમા લાગુ કરવામા આવે જેવી રીતે પ્રયોગશાળા ઊભી કરાય છે, અને તેમા વિશિષ્ટ પ્રયોગ થાય છે એવુ જ એ એક સ્થાન છે કેટલાક લોકો સહજ ભાવથી ત્યા

આવ્યા છે. તેઓ બહુ ઊંચી ભૂમિકાના નથી. બીજી દૃષ્ટિ રાખીને આવ્યા છે.

આ રીતે બન્ને દૃષ્ટિઓ એક ઉદ્દેશ તરફ પહોંચવાની છે: કર્મ-સંન્યાસ અને કર્મયોગ. 'કર્મ-પ્રધાન' એટલે નિષ્કામ કર્મ-પ્રધાન અને 'વૃત્તિ-પ્રધાન' એટલે સંન્યાસ-વૃત્તિ-પ્રધાન. એક તરફ અત્યંત નિર્મળ વૃત્તિ, તો બીજી તરફ અત્યંત નિર્મળ કર્મ. અર્થાત્ બન્ને બાજુ અત્યંત નિર્મળતા આવશ્યક છે. આ બે પ્રયોગ ભારતમાં આપણે ચલાવી રહ્યા છીએ.